મેલમાં ઉપડેલો તે બ્રેસપતવારે સવારે કવેટા આવી પૂગ્યો. કવેટામાં આ મારી ત્રીજી વારની આમદ હતી. કાઠીઆવાડ તરફ ત્રેનને રસ્તે ગંજાવર તીડાનાં ટોળાં જોવામાં આવ્યાં. ગરીબ બીચારા ખેડૂતો!

કવેટા દરિયાની સપાટીથી ૫૫૦૦ ફીટ ઉંચે આવેલું છે, અને હું ગયો તે વખતે પાનખર રૂતુ શરૂ થયલી હોવાથી ઝાઝી ગરમી યા ઠંડી માલૂમ પડતી ન હતી. ખાનબહાદુર બરજોરજી દી. પટેલનું સેનેટારીયમ પણ કામકાજને વાસ્તે આવેલા ઉતારૂઓથી ભરચક હતું, અને ખરેખર તે એક આશીર્વાદ સમાન છે. સેનેટારીયમવાલા બેરાદર શહરયારે રૂસ્તમ ઇરાની આવતા જતા મુસાફરોને દરેક રીતનો સંતોષ આપે એવા લાયકીવાલા છે. ખાનબહાદુર અરદેશીર દી. મારકરની સ્કુલ કવેટાના જરથોસ્તી છોકરા છોકરીઓનું કેળવણીનું સાધન છે, તથા તેની સાથનો મારકર હૉલ અવારનવાર મેલાવડા, ભાષણ વગેરે કામમાં વાપરવામાં આવે છે. જાની અગીઆરીનું મકાન બીસમાર હાલતમાં હોવાથી અહિંના જરથોસ્તીઓએ ખાનબહાદુરો પટેલ તથા મારકરના આગેવાન ફાળા સાથે પોતપોતામાં રૂપ્યા પંદરેક હજાર એકઠા કરી એક ભવ્ય મકાન બંધાવ્યું છે, જે ખરેખર ત્યાંના પારસીઓની મગરૂરી છે. આ અગીઆરીના દસ્તુર રૂસ્તમજી નવરોજી માકુજીના એક કાબેલ માણસ છે, અને તેઓ પ્રસંગને અનુસરતી વાએજો આપી પોતાની ફરજો પૂર ટેક સાથ અદા કરે છે. પારસી કલબ સાંજને છેડે થાકેલા જીવોને રાહત આપે છે, એટલુંજ નહિ, પણ આવતા જતા જરથોસ્તીઓને અહિંના લોકો સાથે ઓળખાણ પીછાણ કરાવવામાં ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. ઘર અંદરની રમત સાથે ટેનીસ પણ રમાય છે. ઇચ્છું છું કે કલબ સાથે એક નાની જેવી લાયબ્રેરી પણ હતે કે જ્યાં ગુજરાતી તથા અંગ્રેજી છાપાઓ વાંચવામાં આવતે. શહેરની બહાર આરામગાહ આવેલી છે, જે જગ્યાને ઘણી સરસ હાલતમાં જોઇ મને પોતાને પણ બહુજ ખુશાળી પેદા થઇ હતી. આ સઘળી પારસી સંસ્થાનો કારોબાર અંજુમનના ઓનરરી સેક્રેટરીઓ ખાનસાહેબ અરદેશીર રતનજી મેહતા તથા મીઠ ફીરોઝ નોશીરવાન પતલુ નામના એક ચાલાક મેહેનતુ જવાન્યા કરે છે, જે માટે તેઓ બન્નેને ખરેખર ધન્યવાદ ઘટે છે. મારકર હૉલમાં જરથોસ્તી છોકરીઓને સારૂ એક વર્ગ

કલાસ ઉઘાડવામાં આવ્યો છે, જ્યાં માનવંત બેહેનો દીનામાય નરીમાન વાચ્છા, શીરીનબાઇ શ્યાવક્ષશાહ સેગુરાની તથા મેહેરબાનુ કચકોબાદ મારકરના હાથ હેઠળ તેઓ વેતરવા, સીવવા, ભરવા, ગુંથવા વગેરેની તાલીમ લે છે. આ ખાતામાંના વેચાણને દિવસે મૂલાકાત લેતાં જણાવવાને મગરૂરી ઉપજે છે કે, આપણી બેહેનપણીઓએ લગભગ રૂપ્યા ૨૫૦ નો માલ ખરીદી આવા એક ઉપયોગી ખાતાંને ઉત્તેજન આપ્યું હતું. ખાનબહાદુર કચકોબાદ પાલનજી કચકોબાદ અહિંની કોર્ટના જડજ છે, જેવણ ફારસી પશ્તુ ઝબાનો ઉપર સારો કાબૂ ધરાવે છે, તથા તમામ બલુચીસ્તાનના મુલકથી માહિતગાર છે. કવેટાની જરથોશ્તી વસ્તી લગભગ ૧૫૦ ની થવા જાય છે, જેમાંની અરધી સંખ્યા ઇરાનીઓની છે, જેઓ બાગબગીચામાં તથા ધંધાધાપામાં રોકાઇ આબરૂથી રહે છે. સેનેટોરીયમ, અગીઆરી, સ્કુલ, કલબ, વગેરે એકજ મોટા કમ્પાઉન્ડમાં આવેલું છે, જ્યાં બીજાં પાંચ છ રહેવાનાં મકાનો પણ બંધાયલાં હોવાથી એક નાનું જેવું પારસી કોલોની બન્યું છે. આ સઘળું જુઝોર્ગ ખાનબહાદુરો પટેલ તથા મારકરના કામદીતાર્થીપણા તથા ખંતને આભારી છે.

## કવેટાથી દોઝદાબ.

કવેટાથી અહમદવાલ સ્ટેશન સૂધી દરરોજ ત્રેનો આવજાવ કરે છે. મીરજાવા સ્ટેશન સૂધી બ્રિટીશ બલુચીસ્તાનની હદ લંબાયલી છે, અને ત્યારપછી ઇરાની સલતનત શરૂ થાય છે. કવેટાથી સોમ તથા શુક્રવારના દિવસોએ ઉપડતી ત્રેનો માત્ર દોઝદાબ વેર દોડે છે. આ ત્રેનમાં ઇનટર કલાસ પણ જોડવામાં આવે છે જેનું કવેટાથી દોઝદાબ વેરનું ભાડું ૧૯ રૂપ્યા-૨ આના થાય છે, અને આખે રસ્તે ત્રેનમાં ઉતારૂઓને સારૂ ખાસ બરફ સોડાની ગોઠવણ રાખવામાં આવી છે. કવેટાથી સોમવાર તારીખ ૩૦ મી સપ્ટેમ્બરની સવારે ૭-૩૫ ની ગાડીમાં ઉપડી એક કલાક રહીને સ્પીઝન્ડ જંકશન આગલ હું આવી પહોંચ્યો. અહિંયા આપણી પાસપોર્ટ જોવામાં આવે છે. કવેટાથી ૧૧૨ માઇલ કાપી સાંજે ચાર વાગે અહમદવાલ અને રાત્રે ૧૦ વાગે દાલબન્દી નામના મોટા સ્ટેશન ઉપર ત્રેન આવી પૂગી. દાલબન્દીનું પાણી પીવા લાયક છે, તથા સ્ટેશન ઉપર ગોશ્ત, રોટી વગેરે ખાવાનું પણ મલે છે. અહિંથી ઉપડેલા બીજે દિવસે ૧૧ વાગે મીરજાવાના સ્ટેશન ઉપર આવ્યા કે તરતજ

મારી પાસપોર્ટ લઇ લેવામાં આવી. આ પાસપોર્ટ આપણને દોઝદાબનાં કસતમ હાઉસમાં જઇ પાછી માંગવી પડે છે. મીરજાવાનું પાણી બહુજ વખણાય છે. અહિંથી ઇરાની સરકારનો મુલક શરૂ થાય છે તેથી ત્યાં સ્ટેશનની સામેજ ઇરાની લશ્કરી થાણું તથા કસતમ હાઉસ નજરે પડે છે. એમ કરતાં સાંજે ૪-૧૦ વાગે દોઝદાબના સ્ટેશન ઉપર જેવી ત્રેન આવી પૂગી કે ઉતારૂઓને પ્લેટફોર્મ ઉપર ઘેરી લઇ, ઇરાની કસતમ-ખાતાનાં માણસોએ તેઓનો માલ તપાસ્યો. મારા સામાન તરીકે ૨૨×૧૨×૮ ઇંચની સ્ટીલની પેટી, હેન્ડ બેગ તથા નાનું બીછાણું સિવાય બીજું કાંઇ હતું નહિ. જેવી મેં પેટી ઉઘાડી કે મને પૂછવામાં આવ્યું કે કાંઇ સીગાર બીગાર છે કે? મેં કહયું કે અમો જરથોશ્તીઓ સીગાર પીતા નથી એટલે બરાયે સામાને મન તમામ શુદ. હિન્દુસ્તાનમાં તે વખતે કોલેરા ફાટી નીકલેલો હોવાથી ઇરાની સરકારના હુંકમ પ્રમાણે મેં મુંબાઇમાંજ મારા મિત્ર ડૉકટર ફરામરોઝ દી૦ બાના પાસેથી કોલેરાની રસી મૂકાવી સરટીફીકેટ લઇ લીધી હતી, કે જેની ઉપર અહિંના ઇરાની કોનસલે મહેરબાનીની રાહે બે ત્રણ બોલો લખી આપેલા હતા, જે દેખડાવતાંજ મને પૂરતા માનસહિત સ્ટેશનના દરવાજા બાહેર જવા દીધો. અહિંયા મેં મારા મિત્ર જમશેદ માદન કે જેવણ મુંબાઇની બોમ્બે સાઇકલ એન્ડ મોટર કું. ના દોઝદાબની શાખાના મેનેજર છે તેવણને ત્યાં ઉતારો લીધો. ઇ. સ. ૧૯૨૪ માં જ્યારે હું પહેલવહેલો દોઝદાબ ગયો, ત્યારે શહેરમાં જવા સારૂ એકજ હારમાં ચાર ઘોડા જોડેલી ગાડીમાં બેસવું પડતું હતું. ઘોડા જબરદસ્ત હતા અને ખાડાવાલા ટેકરા ઉપરથી જ્યારે ગાડી દોડે ત્યારે વિચાર આવે કે, જો વખતે એકાદ પઇડું ભાંગી જાય તો કમબખ્તીનાજ પારાવાર થાય! નહિં મલે કોઇ ભીમ કે નહિ મલે કોઇ ડાકટર! પણ ઇ. સ. ૧૯૨૪ નું ઇરાન તે હાલનું ઇરાન નથી. જેવી જોઇએ તેવી મોટરકારો તથા માલને સારૂં લોરીસો સ્ટેશન ઉપર હાલમાં ઉભેલી જોવામાં આવે છે. આ સઘળું નામદાર રેઝાશાહ પહલવીનાં અદલ રાજ્યના પ્રતાપ છે.

## દોઝદાબ.

દોઝદાબ દરિયાની સપાટીથી ૪૫૩૧ ફીટ ઉંચુ હોવાથી હવા સારી છે, પણ પાણી ઠીક નથી. નજદીકમાં નાના નાના ડુંગરોની વચ્ચે આ

શહેર વસાયલું હોવાથી દેખાવ રળીયામણો લાગે છે. દોઝદાબ રેલવેનું છેલ્લું સ્ટેશન હોવાથી દિવસે દિવસે તેનો વેપાર ધંધો વધતો જાય છે. જ્યારે હું ૧૯૨૪ ના એપ્રિલ મહિનામાં પહેલવહેલો અહિંયા આવ્યો, ત્યારે ત્યાં માત્ર થોડાએક મકાનો હતાં તથા વસ્તી પણ જુજ હતી. આજેતો તે હિંદુસ્તાન તથા પૂર્વ ઇરાન એટલે સીસ્તાન, બીરજંદ તથા મશદ સાથના વેપારનું મધ્ય બીંદુ ગણાય છે, તેથી વસ્તીમાં પણ વધારો થઇ આજે તે લગભગ ૨૭૦૦ માણસોની અંકાય છે. મોટા મોટા પહોળા રસ્તાઓ જેવા કે ખ્યાબાને પહલવી, શાહપૂરી, બેહરામી, આબુલ્લી ઉપર ઇરાની વેપારીઓનાં મોટાં ગોડાઉન સાથનાં મકાનો આવેલાં છે, અને અહિંયાથી તેઓ કેરમાન તથા મશદમાં બનતા ગાલીચા, પસતાં ગુંદર, કેસર વગેરે ચીજો રેલવે મારફતે હિંદુસ્તાન મોકલે છે, અને એ પ્રમાણે તેઓ સારી કમાણી કરતા દીસે છે. લગભગ ૧૫૦ શીખો આવી વસેલા છે કે જેઓનું મંદીર પણ છે. આ શીખો બજારમાં મોટરનો પરચુરન સામાન, પેટ્રોલ, કપડાં, વેલાતી દારૂ, તરકારી તથા ગાંધીની દુકાનો વગેરે કાઢી બેઠેલા છે, ના એટલુંજ નહિ, પણ સીસ્તાન તથા મશદ વેર પોતાની લારીઓમાં વેપારીઓનો માલ ભરી લાવ લઇજાવ કરે છે એ પ્રમાણે દોઝદાબમાં શીખો તથા થોડા એક સિંધી વેપારીઓ પણ ખુબ મચી ગયલા દીસે છે. અહિંયા સોડા બે આને તથા લેમન દસ દોઢયે વેચાય છે, અને એજ પ્રમાણે તરકારી તથા બીજી ખાવાની ચીજોના ભાવ સમજવા. કાં નહિ ચાલાક જરથોશ્તી જુવાન્યાઓ અહિંયા આવી ધંધો વેપાર કરે? જો કોઇ જરથોશ્તી, ઇરાનીના હોટેલની માફક એકાદ દુકાન કાઢી બેસે, અને સાથે પરચૂરણ માલ પણ વેચે, તો તે ફાવી જયા વગર રહે નહિ. અહિંયા ત્રણ ઇરાની જરથોશ્તીઓની બજારમાં દુકાન છે, જ્યારે બે જણાઓ સારે પગારે ચાકરીએ રહેલા છે, અને એક બાગબાની કરે છે. અહિંનું ગ્રાન્ડ હોટેલ ઠીક ચાલતું હતું, પણ કમનસીબે હું જ્યારે અહિંયા આવ્યો ત્યારે તે બંધ કરવામાં આવ્યું હતું. શહેરમાં એક મ્યુનીસીપાલીટી છે જે હરરોજ રસ્તાઓ સાફ રાખે છે તથા પાણી સીંપે છે. દરેક ઘરને નંબરો આપેલાં છે અને ઘણાંખરાં નવાં ઘરોમાં હવે હોજ જેવું કાંઇ નથી. મ્યુનીસીપલ ઓફીસની સામે એક કુશાદ બાગ બનાવેલો છે, જેમાં સાંજને છેડે બેસવાને સારૂં બાંકો ગોઠવેલા છે, અને પડોશમાંજ એક જાહેર લાઇબ્રેરી આવેલી છે. બાગમાં રાતના

બાર વાગા સૂધી કીટસન લાઇટ બળતી રહે છે. દોઝદાબ જેવા ખુણે પડેલાં શહેરમાં પણ આવા આવા સૂધારાઓ જોઇ મારા મનમાં અજાયબી ઉપજી. જોકે એમાં અજાયબ થવા જેવું કાંઇ નથી, કારણ કે ઇરાન રૂઝ-બ-રૂઝ સૂધારા વધારામાં આગલ વધે છે, તે તો મેં મારા ગયા બે વરસના અનુભવ ઉપરથી જોઇ લીધું છે, ના એટલુંજ નહિ, પણ હાલમાં પણ હું મારી નજરે જોઉં છું. શહેરમાંજ ઇમપીરીયલ બેંક ઓફ પરશ્યાની બ્રાંચ, હાલમાં ઇરાની સરકાર તરફથી ઉઘાડેલી નવી બેંક, ઇરાની ટેલિગ્રાફ અને પોસ્ટ ઓફીસ આવેલી છે. શહેરને નાકે સ્ટેશન તરફ મીશનરી ઓસપિટલ આવેલી છે, જ્યાં ગરીબ દરદીઓની મુફત સારવાર કરવામાં આવે છે. સ્ટેશન તરફ બ્રીટીશ કોનસ્યુલેટ, ઇરાની કસતમ ખાતું તથા લશકરી થાણું જોવામાં આવે છે.

દોઝદાબમાં હું બધે એકલોજ ફરતો હતો, કારણ કે મારો મિત્ર જમશેદ પોતાનાં કામમાં રોકાયલો રહેતો હતો. સાંજનો વખત બજારમાં જઇ એકાદ શીખ યા ઇરાની યા જરથોશ્તીની દુકાન ઉપર બેસી વેપાર વિષે વાતચીતમાં મશગુલ રહેતો હતો. મારા કમનસીબે ગ્રાન્ડ હોટેલ તરતનું બંધ થયું હતું, નહિતો કે મને ખુબ સોવાઇ જતે, એમ મારાં ઇરાનનાં બીજાં હોટેલોમાંના અનુભવ ઉપરથી હું કહી શકું છું. દાખલા તરીકે શીરાઝ જેવાં મોજીલાં શહેરમાં મારી દરરોજની સાંજે હું હોટેલોમાંજ પસાર કરતો હતો, અને જ્યારે હું તેઓ સાથે હિંદુસ્તાનના એક જરથોશ્તી તરીકે ફારસીમાં વાતચીત કરતો હતો, ત્યારે તેઓ એટલા તો ખુશ થઇ જતા હતા કે, ઘણોખરો મારોબી છૂટકારો તેઓજ સાથે ત્યાંથી ખાધાપીધા પછીજ રાત્રે આંઠ નવ વાગે થતો હતો. તેમાં મુખ્ય કરીને ઇરાની સેપાહો સાથે બાજે વખત હું શાહનામાની બેતો ગાઇ તેઓના જીગરમાં બહાદુરીનો આતશ રોશન કરતો, તો બાજે વખત તેઓ પણ હાફેઝ, સાદી, ઓમર ખયામ વગેરેની ગઝલો ગાતા, એવા અમો મસ્તીમાં આવી જતા હતા.

બેદેહ સાકીએ નૂશલબ જામે જમ—
કે બેઝદાયદ આન મય ઝ દેલ ઝન્ગે ઘમ.

ઓ મીઠા હોઠવાલા સાકી! શરાબથી ભરેલી જમશેદી જામ આપ, કે જેથી હું તે નોશ કરી મારા દીલમાંનો ગમનો કાટ દૂર કરૂં.

મય ખોરદને મન ન અઝ બરાયે તરબ અસ્ત-
નય બહરે ફેસાદ વ તર્કે દીનો અદબ અસ્ત
ખાહમ કે બ બીખુદી બર આરમ નફસી-
મય ખોરદનો મસ્ત બુદનમ ઝીન સબબ અસ્ત.

હું જે દારૂ પીવું છું તે કાંઇ મોજમજાહને ખાતર કે ફીસાદને ખાતર નથી પીતો, તેમજ દીન અને અદબ છોડી દેવા ખાતર નથી પીતો. દારૂ પીને મસ્ત થવાની મારી મતલબ માત્ર એજ છે કે, તેથી હું થોડો વખત મારા મનને આ દુન્યવી વિચારોથી દૂર રાખી શાંતિમાં તે સાહેબના ખ્યાલમાં મશગુલ રહું.

મય મીખોરમો મુખાલેફાન અઝ ચપોરાસ્ત-
ગુયન્દ મખોર બાદેહ કે દીનરા અઅદાસ્ત
ચુન મીદાનેસ્તમ કે મય ઓદુયે દીન અસ્ત-
બઅલ્લા બેખોરમ ખુને ઓદુ રા રવાસ્ત.

હું જ્યારે દારૂ પીવું છું ત્યારે સઘળે ઠેકાણે મારા દુશ્મનો મને કહે છે કે તું દારૂ પીવાનો છોડી દે, કારણ કે દારૂ દીનનો દુશ્મન છે. જ્યારે મેં જાણ્યું કે દારૂ દીનનો દુશ્મન છે ત્યારે તો તે દુશ્મનનું લોહી પીવું હલાલ છેજ.

## સીસ્તાન ઉપડવાની તૈયારીની ખટપટ.

દોઝદાબમાં આવ્યા પછી કોઇબી રીતે જેમ બને તેમ ઝડપથી સીસ્તાન ઉપડી જવાની હું તૈયારી કરતો હતો, તેથી તે તરફ માલ લઇ જતી લોરીસની હું શોધમાં હતો. આ તરફ માત્ર એકુબે જૂની બસો પૂરતા મુસાફરો મલ્યા પછીજ દોડે છે; જ્યારે એકાદ બે જણને જવું હોય છે ત્યારે ઘણું ખરૂં તો માલથી ભરેલી લોરીસમાંજ શોફરની બેઠકની બાજુમાં બેસી જવું પડે છે. ભાડુંબી કાંઇ ચોક્કસ નહિ, કારણ કે તેઓ માણસ જોઇ દબાવે છે. મુંબાઇવાલા એક ઇરાની વેપારી મિત્રે દોઝદાબમાં રહેતા એક વેપારી ઉપર મને દરેક રીતની સગવડ આપવાને લખ્યું હતું, તેવણને હું મલ્યો, અને સીસ્તાન તરફ જવાની ગોઠવણ કરવાને તેમને અરજ કીધી. તેવણું તરફથી ખબર મલી કે, આજે સાંજે માલની એક લોરીસ જવાની છે વાસ્તે મારે તૈયાર રહેવું. હું પોતે તો બહુજ થાકેલો હોવાથી ઇચ્છતો હતો કે તે

સાંજે ન જાય તો બહુજ સારૂં, અને બન્યું બી તેમજ. ગોઠવણ એવી હતી કે જો લોરીસ ન જાય તો રાત્રે પેલા વેપારીને ત્યાં જમવા જવું. રાત્રે જ્યારે હું જમવા ગયો ત્યારે કહેવામાં આવ્યું કે લોરીસ આવતી કાલે કોઇબી વખતે ઉપડી જશે માટે તૈયાર રહેવું. મને તો એ બાબદમાં ઇરાનનો અનુભવ મલી ચૂકયો હતો એટલે જ્યારે મોટરમાં બેઠા એટલે ઉપડયા સમજવા. બીજો દિવસબી આખો એમજ ગયો, પણ શનીવાર તારીખ ૫ મીએ સવારે પોતાના માણસ પાસે તેવણે ખબર મોકલાવી કે મેહેસુલખાતાનો વડો હમણાજ સીસ્તાન ઉપડી જાય છે, માટે તરતજ તેવણની ઓફીસ આગલ સામાન સાથે જવું.

## ઇરાનમાંનો મારો મોટર સંબંધી અનુભવ.

પહેલાંતો જે મોટરમાં જવાના હોઇએ તે જોઇ તેનું નંબર લખી લેવું. બનતાં સૂધી જૂની મોટર પસંદ કરવી નહિ, નહિ તો કે રસ્તામાં પડતાં ચાલૂ પંકચરસથી એટલા બધા તો કંટાળી જશો કે ખોદા યાદ આવશે. ડોડજ જેવી મોટરકારને હું ખાસ પસંદગી આપું, કારણ કે તે પહાડો ઉપર આસાનીથી ચઢી શકશે, નહિ તો કે ચઢાણ ઉપર મોટરને પછવાડેથી હડસેલતાં તમારા છાતીના બંદ પણ તૂટી જશે. આખી મોટોર યા સીટ પણ ભાડે રાખતી વખતે લખત કરવાની જરૂર છે, નહિ તો કે વાયદો આપી વધારે ભાડું મલતાં કોઇ બીજાને લઇ ઉપડી જશે, અને તમારી મેહેનત ફોકટ જશે. લખત કરતી વખતે આંગ ઉપર જો પૈસા માંગે તો બનતાં સૂધી ઘણાજ થોડા આપવા, પણ જરૂરજ કાંઇ પણ આપી તેને બાંધી લેવો. જો આખી મોટોર ભાડે રાખી હોય તો સાફ જણાવવું કે તેમાં કલીનર સિવાય બીજા કોઇ પણ માણસને બેસાડે નહિ, તથા પૂરતું પેત્રોલ સિવાય બીજા કોઇ પણ દબ્બા યા સામાન ભરે નહિ. આ પ્રમાણે લખવાનું કારણ એકે તેઓ એક શેહેરથી બીજે શહેર વેપારીઓના પેત્રોલ તથા તેલના દબ્બાઓ ભરી લઇ જાય છે, અને નાદાન મુસાફરોને બનાવી જાય છે કે એ તો રસ્તામાં વાપરવા જોઇશે. કયે વખતે ઉપડવું તે બરાબર લખાવજો તથા તેના મન ઉપર ઠેસવજો, નહિ તો કે સવારના બરી બામદાદે ઉતાવળ કરી બાંધેલા સામાન સાથે બપોર યા સાંજ વેર ખોટી રહેવું પડે તો નવાઇ નહિ, કારણ કે ઇરાનમાં વખતની કીમ્મતજ નથી. એટલીજ હુશિયારી પછવાડેની આખી સીટ રોકતી વખતે રાખવાની છે. જો મુસાફર એકલો હોય તો તેને

પહેલેથીજ આગલી સીટ રોકવી ડહાપણ ભરેલું છે, કારણ કે ત્યાં તે સગવડથી બેસી શકશે, પણ સામેથી ફુંકતા પવનની તેને સંભાળ લેવી જોઇશે. ઇરાનમાં મુસાફરોનો સામાન પહેલાં મોટારના ફૂટબોર્ડ ઉપર બાંધી, પછી જે બાકી રહે તે ગમેતેમ પછવાડેની સીટના પગ મૂકવાની જગ્યા ઉપર છેક ઉપર વેર ચાતો ખુદ બેઠક ઉપર ગોઠવી દેવામાં આવે છે. તેથી જો પછવાડેની સીટ ઉપર બેસો તો પહેલેથીજ બરાબર જગ્યા કરીનેજ બેસજો, નહિ તો કે એક વખતે મોટરે ચાલૂ મૂક્યું કે પછી ખલાસ.

## દોઝદાબથી ઉપડવું.

પેલા મારા ઓળખીતા ઇરાની વેપારીના માણસને મારો સામાન સોંપી હું ઉલટ તથા ખુશાળીથી તૈયાર થવા લાગ્યો. મેહેસુલખાતાંની ઓફીસ આગલ જઇને જોઉં છું તો એક તદનજ નવી ચાર સીટવાલી મોટારકાર ત્યાં તૈયાર હતી, જ્યાં કેટલાએકો પેલા અમલદારને 'ખોદા હાફેઝ' કરવા ઉભેલા હતા. અંદર નજર કરતાં માલૂમ પડયું કે મારૂં બીછાણું છોડી નાંખી બીજાઓના સામાન સાથે જ્યાં ત્યાં પાછળી બેઠક તરફ ગોઠવી દીધું હતું. સારૂં થયું કે મેં હંમેશની માફક આ વખતે હોલડોલમાં પહેરવાનાં કપડાં મૂકયાં ન હતાં. જગ્યા વિષે પૂછપરછ કરતાં માલૂમ પડયું કે મારી અને એક બીજા મુસાફરની જગ્યા પછવાડે હતી, જ્યારે આગલી બેઠક ઉપર અમલદાર બેસવાના હતા. આપણે તો પહેલેથીજ પગ મૂકવાની જગ્યા તો રહી પણ બેઠક બરાબર કરી ગોઠવાઇ ગયા. મારી પછી પેલો બીજો ઇરાની મુસાફર આવ્યો. બીચારાએ જેમ તેમ પોતાની જગ્યા કરી લીધી. હવે ઓફીસમાંથી પેલા જવાન અમલદાર બહાર પડયા કે બીજાઓ સાથે મલી ભેટી બેઠક લીધી અને મોટરે ચાલવા માંડયું. અમારી મોટરે હવે ડુંગરોની હારમાં દોડવા માંડયું, અને શોફર અલી અકબરને પહાડી વળણો ઉપર ઘણીજ ચાલાકીથી હાંકતો તથા સાથે સાથે ભુંગલુ મારતો જોઇ મને મુંબાઇના મગજમાં ગુમાન રાખનારા શોફરો તથા ચીબાવલા પારસી જવાન્યાઓ યાદ આવ્યા. અલી અકબર પોતાની બૈરીને પણ આ નવી મોટારમાં બેસાડી સીસ્તાન દેશ દેખાડવા લઇ આવ્યો હતો. મેહેસુલી અમલદાર બોલકણો તથા ખુશમીજાજી જવાન્યો હતો, જ્યારે મારી સાથનો વેલાતી બૂટ તથા કપડામાં સજ થયલો મુસાફર કે જે સીસ્તાનનો ગાલીચાનો વેપારી હતો, તે કાંઇક રીઝર્વડ તથા ગણત્રીબાજ

જણાયો. હું ઇરાનની મોટર મુસાફરીમાં બૂટને બદલે ઇરાની જોડા જેને ગીવા યા મલેકી કહે છે તે વાપરૂં છું, કે જે અહિંના જોડા માફક સેહેલાઇથી કાઢી પહેરી શકાય. મને પલાંઠો મારી બેઠેલો જોઇ પેલો અમલદાર હસીને પૂછે છે કે બેસવાનો કાંઇ અડચણ પડે છે કે? જેના જવાબમાં મેં હસીને ના કહ્યું. એમ કરતાં સવારે બરાબર સવા આઠ વાગે ઉપડેલા તે પહાડી મુલકમાંથી પસાર થતાં દસ વાગે મલેક સીયાહ નામની પહાડી જગ્યા આગળ આવી લાગ્યા. આ જગ્યાની લગોલગથી અફઘાન સીસ્તાન શરૂ થાય છે. જ્યારે દોઝદાબ તરફ રેલવે લંબાયલી ન હતી ત્યારે દોઝદાબ એક બીયાબાન જેવી જગ્યા હતી, અને આ મલેકસીયાહ વસાયલું હતું, જ્યાં ઇરાની કસતમ-ખાતું, લશ્કરી થાણું વગેરે હતાં. પણ પછી દોઝદાબ વેર રેલ્વે લંબાયાથી સઘળાં ઇરાની સરકારીખાતાઓને અહિંથી દોઝદાબ ખસેડવામાં આવ્યાં, અને હાલમાં મલેકસીયાહ ઉજ્જડ જેવું થઇ પડયું છે. અહિંયા એક ઝીયારતગાહ છે, જ્યાં નાની નાની વાવટીઓ ટાંગવામાં આવી હતી. અહિંયા અમારી મોટોર થોડો વખત થોભી કે અમોબી બહાર પડી વાતચીત કરતા પાણી પી તાજા થઇ પાછા ગોઠવાયા. આ જગ્યાનું પાણી પીવાને લાયક છે. અહિંથી અમો ઉપડેલા તે સાડા દસ વાગે દોઝદાબથી અધા મલી ૪૦ માઇલ કાપી હોરમક નામની જાણીતી જગ્યા ઉપર આવી લાગ્યા, કે જ્યાંનું હવાપાણી સારૂં હોવાથી તે જગ્યા એક વખતે અંગ્રેજી લશ્કરનું મથક હતું. અહિંયા અમો ખાણું ખાવા બેઠા, કારણ કે આ જગ્યા છોડયા પછી અમને માઇલના માઇલો વેરનું બીયાબાન પસાર કરવનું હતું. આ જગ્યા ઉપર એકમેક સાથ અમારી ઓળખાણ પીછાણ પડી, અને પેલા સીસ્તાની વેપારીએ મને સીસ્તાનમાં પોતાને ઘરે તેના મેહેમાન તરીકે આવવાની અરજ કીધી જે મેં ખુશી સાથ સ્વીકારી.

### હાલનાં તમામ ઇરાનનાં જીગરમાં જળતો પુરાણો આતશ.

પ્રિય વાંચનાર! મારા અસલી બહાદુર નેયાગાનો જેવા કે પહેલવાનો કેરસાસ્પ, સામ, ઝાલ, રૂસ્તમની ખાકને ચુંબન કરવાની મારા જીગરની મોટી હોંસ હતી; જો કે હું જાણતો હતો કે મારી ઉમેદ બર લાવવા માટે મને એક અંજાણા મુલકમાં જોખમ ખેડવો પડશે, કારણ કે ત્યાં કોઇ પણ ઇરાની જરથોશ્તી વસ્તો ન હતો. હું ત્યાં ગયો,

ખોદા મારી ઉપર મેહરબાન થયો, અને જાણે કે સીસ્તાનના ખાસ રાહબર તરીકે આ માણસને ખાસ દોઝદાબ મોકલાવ્યો હોય તેમ મને તો લાગ્યું. આ માણસ હરરોજ ત્રણ વખતની નમાઝ પઢનારો હતો. સીસ્તાનમાં એક દિવસે રાત્રે એવણના ઘરના ચોકમાં ખાનગીમાં કસ્તી કરતાં મને તેના છોકરાએ જોયો કે તરતજ બાપને તે બીનાથી વાકેફ કીધો. બાપે તેને તરતજ ચૂપ કીધો. બીજે દિવસે જ્યારે રાતનો વખત થયો કે, મારા દોસ્તે પોતાનાં બચ્ચાંઓને ઓરડા બાહેર કાઢી મારી તરફથી જરથોશ્તી દીનના રાહરસમો જાણવાની ખાહેશ દેખાડી, જે મેં ઘણી સ્પષ્ટ રીતે સમજાવી. મેં પણ ત્યાંના લોકોની રાહરસમ જાણી લીધી. આ પછી અમારી મોત્રાચારીમાં બહુજ વધારો થયો. અમો અવારનવાર આગા પૂરે દાઉદની ગાથાની ચોપડીમાંથી કલામો વાંચી તેની ફિલસુફી ઉપર એક બીજાના વિચારો આપલે કરતા, અને તે જાણીને ખુશી થયો કે મારા અને તેના પયગમ્બર કોઇજ નહિ, અને તે પણ એકજ, તે શત ઝરથુસ્ત્રએ સ્પિતમાન હતા.

મારે અત્રે નોંધવું જોઇએ કે, ઇરાનમાં એ આગમચ મેં કરેલી મુસાફરીઓમાંની મારી બીજી મુસાફરી જે મેં તારીખ ૨૮ મી અકટોબર ૧૯૨૫ થી તે તારીખ ૨૭ મી જુન ૧૯૨૭ સૂધીના અરસામાં કીધી હતી, તેની મુખ્ય નેમ પણ એજ હતી કે, આપણા અશો ધર્મ તરફની ત્યાંના લોકોની ગાફેલી બને એટલી હું દૂર કરૂં. એ મારો પ્રયત્ન મુખ્ય કરીને યઝદના પ્રાંતમાંજ સમાયલો હતો, કે જ્યાંના જરથોશ્તીઓનાં ભલાં માટે હરેક જાતનો બનતો શ્રમ મેં લીધો હતો, અને તેમ કરતાં મને ઘણીએક સખ્તી ખેંચવી પડી હતી; પણ એ સર્વે છતાં એટલા માટે હું ભારી સંતોષ લઉં છું કે એ સર્વે સખ્તી મેં મારા પ્યારા જરથોશ્તી ધર્મને ખાતર ખેંચી હતી.

### પારસીઓ તરફ ખેંચાતું હાલનાં ઇરાનનું દિલ.

હોરમકમાં ખાણું ખાતાં ખાતાં પેલા અમલદારે ખુલ્લા દિલે વાત કરતાં જણાવ્યું કે, 'તમો હિંદુસ્તાનના સાહસીક, શ્રિમંત પારસી વેપારીઓ! હાલના ઇરાનમાં આટલી બધી ચળવળ ચાલી રહેલી છે, તે છતાં કયાંવેર એક વખતના તમારા વતનનો દૂરથી તમાસો જોયા કરશો? અમોને તમારી કોમ તરફ પૂરતું માન અને દીલસોજી છે, કારણકે આપણે મૂળમાંતો એકજ લોહીના છીયે. તમો કે જેઓ ચંચળ,

શીખેલા અને સાહસીક છો તે અમને રોશન છે, અને હિંદુસ્તાનની તમારી કરોડો રૂપ્યાની સખાવત દુન્યામાં આશકાર છે, કે જેને માટે અમો પણ મગરૂરી માન્યે છીયે. તો હવે જ્યારે નામદાર રેઝાશાહ પહલવીના રાજ્ય અમલમાં પડેલું ઇરાન એક વાર ફરીથી કોઇ પણ પારકા રાજ્યોની મદદ વગર પોતાના પગ ઉપર ઉભું રહેવાની સખ્તમાં સખત કોશેશ કરે છે ત્યારે તમારા ભેજા અને પૈસાની અમુને ઘણીજ અગત્ય છે.'

ખરેખર ! આખી ઇરાની પ્રજા તો આપણી તરફ મોહબતની નજરથી ટીકયા કરે છે, એ મારી ત્રણ વખતની ઇરાનની મુસાફરીનો ખાત્રીપૂર્વક અનુભવ છે, પણ, અફસોસ ! કે તેઓ તરફનાં આવાં ભારી આકર્ષણુની અસર આપણા લોકો ઉપર હજી બરાબર થતી નથી.

## બીયાબાનમાં મુસાફરી.

આ અરસામાં અમો ત્રણેમાં ખુબ મીત્રાચારી થઇ હતી. શોફરે પેલા અમલદારનું ધ્યાન ખેંચ્યું કે અહિંયા વખત ખોવો ઠીક નહિ, એટલે અમો ચા પી તરતજ મોટરમાં ચઢી બેઠા. હોરમકનું પાણી હજમીયત હોવાથી તથા હવે અમને મોટું બીયાબાન પસાર કરવાનું હોવાથી શોફરે દરેકને પાણી ભરી લેવાની અરજ કીધી. મોટરમાં મારી ખાસ વોટર બોટલ સિવાય બીજી કાંઇ પણ ચીજ ન હતી કે તેમાં પાણી ભરી લઇએ. ઇરાનની મુસાફરીમાં વોટર બોટલ બહુજ અગત્યની ચીજ છે, જે દરેક મુસાફરે હંમેશા સાથે રાખવી જોઇએ, કારણ કે કેટલેક ઠેકાણે તો માઇલોના માઇલો વેર પાણીનું નામ નિશાન જણાતું નથી. પીવાનું પાણી પણ ઘણીજ સંભાળથી વાપરવું જોઇએ, અને હંમેશા બાટલી ભરેલીજ રાખવામાં ફાયદો હોય છે. હવે અમારી મોટરે મોટા બીયાબાન તરફ હેરયું લીધું. તમામ રેતીનું બીયાબાન અને તેમાં ઉગતા નાના છોડવા કે જેનાં લાકડાં બાળવાનાં કામમાં આવે છે, તે સિવાય બીજું કાંઇ દીસે નહિ. દૂર નજર કરો તો જાણે ભારે ધુમસમાં કાંઇ દેખાય નહિ તેવો દેખાવ થઇ રહ્યો હતો. મને ઇરાનની મારી પહેલી મુસાફરીમાં દશ્તે લૂટ નામના બીયાબાનમાં આવેલી કાહુક તથા શુરગઝ નામની મંજલો યાદ આવી, કે જ્યાં મોટરોને પછવાડેથી હડસેલતાં હડસેલતાં છાતીના બંધ પણ તૂટી ગયા હતા, તેથી મનમાં ધાસ્તી લાગે કે રખેને તેવુંજ કાંઇ બને. અમોબી આવો દેખાવ જોઇ ચૂપજ બેઠાં હતાં. શોફર અકબરઅલી પોતાની આં

નવી મોટરને ખુબ સંભાળથી વાંકાટીકા ચકરાવા આપી હાંકતો. એમ કરતાં બપોરે અમો શીલે નામની એક નદી આગલ આવી લાગ્યા. આ કાંઇ ખાસ નદી ન હતી, પણ જાના ઝમાનાની જાણીતી હેલમંદ નામની મોટી નદી જે અફઘાનીસ્તાનના મુલકમાંથી વહેતી આવી હાલના ઉત્તર સીસ્તાનમાં આવેલા હામુન નામના સરોવરમાં ખાલી થાય છે, તે મોટી નદીમાં જ્યારે રેલનાં પાણી ચઢે છે, ત્યારે આ સરોવર પણ ઉભાઇ જઇ વધારાનું પાણી આ નદી મારફતે દક્ષિણે આવેલા ગઉદે ઝીરેહ નામનાં સરોવરમાં જઇ પડે છે. આ નદીનું તળીયું લગભગ ૧૫૦ વાર પહોળું હતું અને તેના આજુબાજુની જગ્યા ખારવાલી જણાતી હતી. હું જે વખતે ગયો ત્યારે તે શીલે સૂકાયલી હતી એટલે ઠીક હતું, કેમ કે જો શીલેમાં પાણી ફરી વળે છે તો પેલે પાર જવાને પૂલ યા બીજી કોઇ પણ પ્રકારની ત્યાં ગોઠવણ ન હોવાને લીધે મોટર આગલ વધી શકતી નથી. શીલે ઓળંગી આગલ વધ્યા કે ગેરદેચાહ નામની જગ્યા તરફ આવી લાગ્યા, કે જે હોરમકથી લગભગ ૩૦ માઇલ દૂર છે.

હવે અમારી મોટર એક એવાં વીશાળ ખુલ્લાં મેદાનમાં દોડવા લાગી કે જ્યાંથી પાણી ફરી વળ્યાં હોય એવું મને જણાયું. અહિંની રેતી સખ્ત હોવાથી મોટર પોતાની પુર ઝડપે જતી હતી. આ વખતે પવનબી એટલો તો સખ્ત ફુંકતો હતો કે બોલ્યાની વાતજ નહિ. ઇરાનમાં મને મળેલા અનુભવને આધારે આપણે તો પહેલાંથીજ આંખ, કાન અને ગળાંની સંભાળ લઇ રાખેલી હતી. મારી સાથે બેઠેલા મેહેસુલી અમલદારે જ્યારે પોતાનો એક હાથ કાન ઉપર ધર્યો, ત્યારે મેં તેને કાનમાં ખોસવા રૂ તથા મોટો રેશમી મફલર આપ્યો, કે જેથી તેણે પોતાનાં તમામ માથાનો બચાવ કીધો. એ પ્રમાણે સઘળાઓએ પોતાના માથાં, કાન તથા ગળાં ઉપર મોટાં રેશમી કપડાં વીટાળ્યાં હતાં. ઇરાન દેશની મોટર મુસાફરીમાં જો કાનની સંભાળ ન લઇએ તો બેહેરા થવાનો ઘણો સંભવ હોય છે, અને તેથી બલેકલાવા જેવી એકાદ ટોપી ઘણી સારી ગરજ સારે છે.

### જેહાંપેહેલવાન રૂસ્તમની યાદગારી જાળવતી જગ્યાઓ.

ગેરદેચાહથી લગભગ ૨૦ માઇલ કાપી સાંજની વખતે હોઝદાર નામની જગ્યા આગળ આવી લાગ્યા. અહિંયા એક કિલ્લો છે જે લગભગ ૨૦૦ વાર લાંબો તથા ૧૫૦ વાર પહોળો છે, કે જેની અંદર એક ઇમારત ઠીક હાલતમાં ઉભેલી છે.

આ કીલ્લાનાં ખંડિયેર આગલ આવી લાગતાં મારા સાથીએ મને ઉકમાઇથી જણાવ્યું કે આ કિલ્લો જેહાનપહેલવાન રૂસ્તમે બાંધ્યો હતો, તેથી એને કલે-એ-રૂસ્તમ કરી કહે છે. મારી ઇરાનની પહેલી મુસાફરીમાં જ્યારે હું બામ શહેર કે જે કેરમાન શહેરની આગલ આવેલુ છે, તેનો કિલ્લો જોવા ગયો હતો, ત્યારે મને કહેવામાં આવ્યું હતું કે એ કિલ્લાને કલે-એ-બહમન કરી કહે છે, કારણ કે તે બહમન પાદશાહે બાંધ્યો હતો. એ સર્વે એ લોકોની ખોટી માન્યતાજ સમજવી. ખરૂં પૂછોતો બીચારા ઇરાનીઓને પોતાના દેશની તવારીખનું મુદ્દલે ભાન નથી.

વહાલા રફીક! દૂર કયાં જાય છે. તું પોતે જોકે બી. એ. યા એમ. એ. થયલો હોય તે છતાં તારા નેયાગાનોના દેશની તવારીખ તું કેટલી જાણે છે, તે તો મેં જોઇ લીધું છે. વોટરલુ યા પાણીપતની લડાઇ વિષે તું ચપોચપ જવાબ આપશે, તથા મોગલ અને મરાઠા શાહાનશાહત પડી ભાંગવાનાં કારણો જણાવશે, પણ ખુદ તારા બાપદાદાઓએ કઇ લડાઇઓમાં દુન્યાના મહાન જીતો મેળવી, અને તેટલું છતાં જબરદસ્ત સાસાની શાહાનશાહત પડી ભાંગી, તેનાં શું કારણો હતાં, તેની તુંને કાંઇ પણ ખબર છે કે? જ્યારે તું તારા બાપદાદાઓની તવારીખથી અંજાણ છે, ત્યારે તારામાં જરથોશ્તીપણું તે કયાંથી રહે?

કલે-એ-રૂસ્તમનો દુશ્મનોથી બચાવ કરવા સારૂ એક પહોળી ખાહી ખોદેલી હોય તેવું કાંઇ નજરે પડયું, જ્યારે અંદર દાખલ થતાં માલુમ પડયું કે એક વખત અહિંયા આદમીઓની વસ્તી હોવી જોઇએ. ઇ. સ. ૧૮ મી સદીની અગાઉ ત્રેખન, ગેર્દેચાહ, રામરોદ, કુનદર, હોઝદાર તથા માચી નામનાં શહેરો જે સીસ્તાનના દક્ષિણ દેલ્ટામાં આવેલાં છે, તે સઘળો ભાગ રૂદે બીયાબાન નામની નદી જે જાણીતી હેલમંદ નદીનો એક ફાંટો હતો, તેનાં પાણીનાં આધારે વસાચલો હતો. પણ પછી ઇ. સ. ૧૮મી સદીની શરૂઆતની આસપાસ હેલમંદ નદીમાં રેલનાં પાણી ચઢી આવ્યાથી, તેનાં પાણી રૂદે બીયાબાનથી રસ્તો બદલી જૂનાં પડત પડેલી નેહેરો મારફતે ઉત્તર દેલ્ટામાં ફરી વળ્યાં, અને એ પ્રમાણે ઉત્તર દેલ્ટા જે ઉજ્જડ જેવો હતો તે વસાવા લાગ્યો, અને દક્ષિણ દેલ્ટાનો ભાગ ઉજ્જડ બન્યો, જે હજીવેર એમજ પડત પડેલો છે. ઉપર કહેલાં સઘળાં શહેરોનો ભાગ હાલમાં વસાયલી

ઉત્તર સીસ્તાનની જમીન કરતાં ઉંચો હોવાથી હાલની સીસ્તાન નદી-માંથી કાહાડેલી કેનાલનું પાણી ત્યાં જઇ શકે નહિ. એ કારણસર જ્યાં સૂધી આ જમીનનો ભાગ ઇરાની સરકારના હાથમાં છે ત્યાં સૂધી તે ઉજ્જડજ રહશે; પણ જો અફઘાન મુલકમાંથી એકાદ કેનાલ માર-ફતે ત્યાં પાણી લઇ જવામાં આવે તોજ તે ભાગ ફળદ્રુપ થઇ શકે.

હોઝદારથી લગભગ એક માઇલને છેટે માચાં નામનું મોટું શહેર હતું, જે હાલમાં ખંડિયેર હાલતમાં જોવામાં આવે છે. આ શહેરનાં નામની ઉત્પત્તિ 'મચ' ઉપરથી થયલી જણાય છે. 'મચ' એક બલૂચી શબ્દ છે અને તેનો અર્થ ખજુરનું ઝાડ થાય છે. કહે છે કે અગાઉ અહિંયા પુષ્કળ ખજુરનાં ઝાડો હતાં.

માચાંનાં ખંડિયેરોથી લગભગ એક માઇલ દૂર આવેલાં ખંડિયે-રને શહેરે રૂસ્તમ યા શહેરે ઝરનીગાર કહેવામાં આવે છે, અને ત્યાં સફેદ માટીના ટેકરા ઉપર આપણું એક હખમું નજરે પડે છે, જેને ત્યાંના લોકો 'આખુરે અસ્પે રૂસ્તમ' એટલે કે રૂસ્તમનાં ઘોડાનો તબેલો કરી કહે છે, જે વિષે મેં મારા પછવાડેનાં લખાણમાં પૂરતી વીગત સાથે ખુલાસો આપ્યો છે.

ઉપલાં જણાવેલાં શહેરોમાં ત્રેખન શહેર એટલા માટે જાણવાજોગ છે કે સીસ્તાનમાંની દંતકથા પ્રમાણે એ શહેરમાં પણ એક નામીચું આતશ-કદેહ હસ્તી ધરાવતું હતું. વળી બીજું એ શહેર એ રીતે જાણીતું છે કે સીસ્તાનની સામાન્ય માન્યતા પ્રમાણે જેહાંપહેલવાન રૂસ્તમનો જનમ પણ એ શહેરમાં થયો હતો. એ સંબંધમાં આ બીના નોંધવાજોગ છે કે ત્રેખનની અતરાફમાંજ કલે-એ-રૂસ્તમ તથા શહેરે રૂસ્તમ આવેલાં છે.

## પોલીસ થાણાં.

ઇરાનમાં કાફલા તથા મુસાફરોનાં રક્ષણને સારૂ રસ્તાઓ ઉપર દેખરેખ રાખવા ઘોડેસ્વાર ફોજનું એક ખાસ ખાતું નીભાવવામાં આવે છે. આ માણસો દરેક રસ્તાઓથી મહિતગાર હોય છે, અને પોતાને મુકરર કીધેલી મંજલ ઉપર ફરી પાહરો રાખે છે. આવી જાતનાં થાણાંઓ અહિંયા બીયાબાનમાં પણ મારા જોવામાં આવ્યાં, કે જેઓ ઉપર ઇરાની વાવટો ફડકટો હતો. દોઝદાબથી સીસ્તાન વેરની મંજ-લમાં દર વીસ યા પચ્ચીસ માઇલના અંતરે આવાં થાણાં જોવામાં આવ્યાં. ખોદા! નામદાર રેઝાશાહ પહલવીનો અમલ લાંબો વખત કાયમ રહો!

કલે-એ-રૂસ્તમ છોડયા પછી તરતજ રેતી તથા સફેદ મટોડીના સોપારાની માફક ટોંચ નીકળેલા ટેકરાઓ જગેજગ નજરે પડવા લાગ્યા, તથા મોટરનો રસ્તો પણ નરમ રેતીવાલો હતો. કહે છે કે આ તરફ પવન એટલો તો મજબૂત ફુંકે છે કે, તે નરમ માટીને તેની જગ્યામાંથી ઉખેડી નાંખી પોતા સાથ દૂર ખેંચી જઇ ટેકરા બનાવે છે. પછી પાછી પહાડી જગ્યા શરૂ થઇ અને લગભગ ૧૫ માઇલ કાપી દૂરથી લૂટક નામનાં ગામ તરફ અમો આવી લાગ્યાં, જ્યાંથી ખરૂં પૂછો તો હાલનો વસાયલો ઉત્તર દેલ્ટા શરૂ થાય છે. લુટકની ઉત્તરે નજદીકમાંજ સેકુહા નામનું ગામ અને તેજ નામનો કિલ્લો આવેલો છે.

## કલે-એ-સામ.

સેકુહા ગામની ઉત્તર પશ્ચિમે અઢો માઇલના તફાવત ઉપર બંહાળા વિસ્તાર સાથની કિલ્લેબંદીવાલી જગ્યા આવેલી છે. જેને કલે-એ-સામ કરી કહે છે. હાલમાં એની દિવાલના ખંડિયેરો જે સ્થીતીમાં જણાય છે, તે ઉપરથી કહી શકયે કે એની અસલ દિવાલો ઘણી જોરમંદ હોવી જોઇએ.

## સીસ્તાનનો આબાદીવાલો ભાગ.

હવે ખેતીવાડી નજરે આવતી ગઇ. એમ કરતાં સાંજે હુસેનાબાદે પ્રીલપ્રીલી નામનાં ગામ તરફ આવી લાગ્યા. આટલો વખત તેર અમો તદનજ ચૂપ બેસી રહ્યા હતા, કારણ કે મોટર પૂર ઝડપથી દોડતી હોવાથી બાજુથી આવતો પવન ખમવાને અમો શકતીવાન ન હતાં. પણ પછી મેંજ જરા ટકોર કરી બધાને હસાવ્યા કે, હુસેનાબાદના લોકો મોજાજના કડક હશે તેથી તેઓને પ્રીલપ્રીલીનો એલકાબ આપ્યો હશે. મરચાંને ફારસીમાં પ્રીલપ્રીલે હોન્દી કરી કહેવામાં આવે છે. બીજા ૧૫ માઇલ કાપી દઉલતાબાદ તથા સદકીનાં ગામો છોટ્યાં જ્યારે સૂરજ તરતનો અસ્ત પામતો હતો. હવે જગેજગ ખેતીવાડીને સારૂ નેહેરો બાંધેલી હોવાથી અમારી મોટરને નાના નાના પૂલો ઉપરથી હંકારી જવાને ઘણી સંભાળ લેવી પડતી હતી. એમ કરતાં ખુદ મોટરના રસ્તા ઉપર પાણી છોડેલું જોવામાં આવ્યું. કાદવ ચીકણો એટલે મોટર ફસી પડે નહિ, તેથી પાછું સદકી ગામ તરફ હંકારવામાં અમારા શોફરે ડહાપણ ભરેલું વીચાર્યું. મારે અહિંયા જણાવવું જોઇએ કે, ઇરાન દેશમાં ગરીબાઇ પુષ્કળ હોવાથી ગામનાં લોકો

મુસાફરો સાથે આવી રીતની બાજી રમે છે, કે જો મોટર ચીટકી બેસે તો તેને બહાર ખેંચી કાઢવાના પૈસા મળે, યા તો બીજો જૂદો રસ્તો દેખાડવા માટે ઇનામ મળે. બાજે વખત તેઓ પછવાડે આવેલી પેટ્રોલની ટાંકીની કેપ અથવા તો નટસ કાહાડી લઇ આપણને બહુજ સતાવે છે, તેથી કોઇ ગામ આગળ જો આપણી ઘેરની મોટર ઉભી રાખી હોય તો, ગામના માણસો જો મોટરને હાથ લગાડવા જતાં હોય તો તેઓને ધમકી આપી દૂરજ રાખવા. સારૂં થયું કે મારી સાથે પેલો મહેસુલી અમલદાર હતો, તેણે તરતજ ધરપચ કરી એક માણસને ઇનામ આપવા કહી મોટરમાં બેસાડી રસ્તો દેખાડવા હોકમ કીધો. આ વખતે અંધારૂં થયું હતું, અને સીસ્તાની પવન ફુંકવો શરૂ થયો હતો. હવે અમો ખેતરોમાંથી જેમ તેમ મોટર હંકારી રસ્તા ઉપર આવી લાગ્યા કે પેલા માણસને ઇનામ આપી છોડી દીધો.

## સખત તોફાન.

જેમ જેમ રાત વધતી ગઇ તેમ તેમ પવન પણ એટલો તો સખત ફુંકતો હતો કે મોટર હંકારવી પણ મુશ્કેલ થઇ પડી. અમારો શોફર તો કોઇબી રીતે તેજ દિવસની રાત્રે સીસ્તાન પૂગી જવા માંગતો હતો. મહા મુસીબતે અમો ચીલીન્ગ, ઝીયારતે હઝરતે અબ્બાસ છોડી દાકુલ નામના ગામથી થોડેક દૂર ગયાં કે અધુરામાં પેટ્રોલ ખલાસ થયું. શોફર ટાંકીમાં પેટ્રોલ નાંખે કે તે પવનથી બહાર ઉડી જાય, અને તેને મદદ કરવાને કોઇ મોટરમાંથી બહાર નીકળવા માંગે નહિ. હવે શોફરબી જરા ઉશકેરાઇ બોલ્યો કે મને મદદ નહિ કરશો તો આખી રાત આવા બીયાબાનમાંજ પસાર કરવી પડશે, એટલે સઘળાઓ ઉપર અસર થઇ અને તેઓ બહાર પડયા. જેમ તેમ થોડુંએક પેટ્રોલ નાંખી આગલ વધ્યા, અને દઉેલતાબાદથી લગભગ ૨૫ માઇલ કાપી અંતે નુરાબ નામની નદી આગલ આવી પોહોંચ્યા. તે પછી એક નાના પોલીસ થાણાંમાં અમોએ આસરો લીધો, જે વખતે રાતના લગભગ દસ વાગ્યા હતા. અમોએ જેમ તેમ પોતાનો સામાન બહાર કાહાડયો કે રખેને રાત્રે કોઇ તફરમચી કરી જાય. રેતી સાથનો પવન એટલો તો સખત ફુંકે કે બહાર મુદ્દલે ઉભું પણ ન રેહેવાય; અને અમારી કોટડીની ભીંતને લીધે તેના ફુંફારાનો અવાજ ખુલ્લો કાને સમજાય. આવું તોફાન જોઇ હું તો છકજ થઇ ગયો, પણ મારો

પેલો સીસ્તાની મિત્ર કહે કે, ઉનાળામાં સીસ્તાન આવો ત્યારેજ તમુને અહિંના રેતી તથા ધૂળ સાથના પવનનો અનુભવ મળે. ખરેખર મામુદી નામનો અરબ તવારીખનવેશ કે જે ઇ. સ. ૧૦ મી સદીની અધવચે થઇ ગયો છે, તેણે સીસ્તાન દેશની મુલાકાત લીધી હતી. તે પોતાની કેતાબમાં લખી જણાવે છે કે 'સીસ્તાનમાં સદા કાળ જે જોરથી પવન ફુંકે છે તેવો દુન્યાના કોઇ પણ ભાગમાં ફુંકાતો ન હશે. બધે પવન ચકકીઓ જોરથી ફરતી જોવામાં આવે છે. એ ચકકીઓથી ખેતીને માટે કુવાઓમાંથી પાણી કાહાડવામાં આવે છે. આખી દુન્યામાં હવાના જોરનું મકાન તે સીસ્તાન દેશ છે.' સારૂં થયું કે મને આવા તોફાનનો અનુભવ મળ્યો કે જેથી બીજાઓ આગલ સીસ્તાનના પવનનું બ્યાન કરવા કામ આવે. હવે અમો ભુખ્યા થયલા હોવાથી સીપાઇઓને ચાહ કરવા તથા જેબી કાંઇ ખાવાનું હોય તે લાવવા ફરમાવ્યું.

અમો જ્યારે દોઝદાબથી નીકળ્યા ત્યારે પેલા અમલદાર તથા સીસ્તાની વેપારીએ રસ્તામાં પેટ પૂરતું સરસ ખાવાનું બાંધી લીધેલું હતું, પણ હોરમકમાં ખાણું ખાતી વખતે પેલા શોફરે જણાવ્યું કે, આપણે બે ઘરૂબે આફતાબ (સૂર્ય અસ્ત પામતી વખતે) સીસ્તાન પૂગીશું, એટલે તેઓએ બાકી રહેલું બધું ત્યાંના માણસોને આપી દીધું હતું. તેજ વખતે મેં મારા ઇરાનના અનુભવ ઉપરથી જોઇ લીધું કે આ બેઉ જણાઓ ભૂલ કરે છે, પણ હું અદબને ખાતર ચૂપ રહયો.

વાંચનાર! તું જાણ કે જ્યારે હું મુંબાઇથી ઉપડયો, ત્યારે અહિંની જાણીતી સ્ટાર બેકરીમાંથી નાના ક્રિસ્ટમસ કેકો તથા કેટલીએક બિસકીટ એક કોઠલીમાં બાંધી લઇ ગયો હતો, અને એજ મારો ઇમરજન્સી ફુડ હતો. જ્યારે હું મારી નાની ઉમરે દૂર દરાજ મુસાફરી કરતો હતો, ત્યારે ત્રેનમાં ઘણોજ હલકો રહેતો હતો. તેને આધારે આજથી ઘણાંક વરસની વાત ઉપર એક ચોકસ તકનો લાભ લઇ મે મારો will power તપાસવા સહવારથી અપવાસ શરૂ કીધો હતો. હું સહેલાઇથી દોઢ દિવસ કાંઇ પણ ખાધા વગર રહ્યો, પણ પછી કાબુ ન રાખી શકવાથી મેં બપોરનું ખાણું ખાધું હતું. હવે તો હું ઘણી આસાનીથી એક બે દિવસનો અપવાસ પાળી શકું છું, અને એ આદત મુસાફરી કરતી વખતની હાડમારીમાં ઘણી રીતે મદદ કરતા થઇ પડે

છે. યઝદ શહેરનાં રહેવાસ દરમ્યાન ગધેડા ઉપરની દિવસો વેરની પહાડી મુસાફરી કરતી વખતે મારી સાથનો ભોમ્યો દસ્તુર શાહવરેહરામ મારા અપવાસ વિષે કાંઇ અજાયબીથી તમારી આગલ વાત કરશે. એજ આધારે જ્યારે હું દોઝદાબથી ઊપડયો ત્યારે, પેલી કોઠલી સિવાય મેં બીજું કાંઇ પણ ખાવાનું સાથે લીધું ન હતું, અને જણાવવાને ખુશી છું કે આ સ્ટાર બેકરીમાંના કેક તથા બિસકીટ છેક છેલ્લે વેર એટલે કે લગભગ ત્રણ મહીના પછી જ્યારે હું મુંબાઇ પાછો ફરયો, ત્યાંવેર સારી હાલતમાં રહ્યાં હતાં.

હવે પેલા સીપાઇઓ અરધાં નાનનો ટુકડો માત્ર લઇ આવ્યા, એટલે મેં થોડો બિસકીટ તથા કેકનો ટુકડો બહાર કાહાડયો, જે ગપ્પા મારતા મારતા ચા સાથે ખાધું, જે વખતે મધરાત પડી હતી. પેલો અમલદાર કહે કે હું આ પહેલીજ વખત સીસ્તાન આવ્યો છું, અને મારી ઇરાનની મુસાફરીમાં આવી જાતનાં તોફાનનો મને આગલ કહી પણ અનુભવ મળ્યો નથી. મેં કહ્યું કે એ તો બા પેહલવાની દેશની મુસાફરી તે વળી એમજ હોય તો! રાત્રે બિછાનું છોડી જેમ તેમ અકેકની પાસે પડયા. ઉંઘ કોણને આવે! પાછા બડી બામદાદે ઉઠી જોઇએચ કે તમામ ઓરડો રેતાથી ભરપૂર, અને સાથે આપણેબી ભરપૂર. પવનબી તેવોજ પણ રાત કરતાં જરા ઓછો. આપણે પણ તૈયાર થઇ મહીમા જોવા બહાર પડયા પણ ઉભુંજ ન રહેવાય. હવે જેમ જેમ સૂરજ ઉપર આવતો ગયો તેમ તેમ તોફાન પણ ઓછું થવાથી અમારો સામાન મોટરમાં મૂકવામાં આવ્યો, અને અમે બીજે રસ્તેથી પગે ચાલીને નદીને પેલે પાર ગયા. અમારી મોટરને પણ માણસો નદીનાં પાણી વેર ખેંચી ગયા, અને ત્યારપછી જે ભાગમાં પાણી હતું, તેની બેઉ બાજુની રેતી ઉપર મોટરના પૈડાંની પોહોળાઇ પ્રમાણે સ્ટીલનાં બે પાટા ગોઠવી, તે ઉપરથી સંભાળથી મોટરને પેલે પાર લાવી, થોડેક છેટે ખેંચી તેના રસ્તા ઉપર છોડી. કેવી મુસીબત! અહિંયા એક ભાંગેલો પૂલ મારા જોવામાં આવ્યો, જેને વાસ્તે કહેવામાં આવ્યું, કે જ્યારે અંગ્રેજો સીસ્તાનમાં આવ્યા, ત્યારે તે બાંધવામાં આવ્યો હતો. પૂલને રીપેર કરવાનો ખરચ નહિ દમ જેવો છે, પણ ગરજ કોણને. મોટરને પાટા ઉપરથી ખેંચતી વખતનો દેખાવ ફોટો પાડવા લાયક હતો, પણ પવન કહે કે મારૂં કામ. અહિંથી અમારી

જવાની જગ્યા એટલે નસીરાબાદ માત્ર ચાર માઇલ દૂર હતી. પોણા કલાકમાં તો અમો નસીરાબાદ શહેરમાં દાખલ થઇ સીસ્તાની વેપારીને ત્યાં ઉતર્યા. જેહાનપહેલવાનો ઝાલ અને રૂસ્તમનો મુલક ઝાબુલેસ્તાન યા સીસ્તાનની ખાકને અંતે ચુંબન કરવા માટે હું તે સાહેબના હઝારો હઝાર શુક્ર કરૂં છું, અને તે માટે અમારૂં કેયાની લાગણી ધરાવતું મુલ્લાં ખાનદાન વાજબી મગરૂરી લઈ શકે!

## સીસ્તાનનાં પાયતખ્તમાં.

પેલો અમલદાર પણ મારી સાથે પેલા વેપારીને ત્યાંજ આવ્યો. જે ઓરડામાં મને ઉતારો આપવામાં આવ્યો હતો, તે ઓરડો દરવાજામાંથી દાખલ થતા તરતજ બાગમાં અલાહેદો આવેલો હતો, જેથી મને તે બહુજ પસંદ પડયો. અમો સઘળાંઓ કપડાં કાહાડી જરા બેઠા કે ચાહનું સમાવર સળગાવવામાં આવ્યું. ચા પી જરા તાજા થયા કે પેલો અમલદાર બદલવાના નવા કપડાં લઇ બહાર બજાર તરફ આવેલાં એક હમામમાં ગયો. ઇરાનમાં નાહવાની મોરી જેવું કાંઇ ન હોવાથી લોકો હમામમાં જઇ નાહતાં હોવાથી ચામડીનાં દરદીઓ પણ પુષ્કળ છે.

હું જયારે સીસ્તાન જઇ પૂગ્યો ત્યારે રેતી તથા ધૂળથી તમામ ભરાઇ ગયો હતો. લાચારીએ હમામમાં જઇ નાહવાની ગોઠવણ કરતાં જણાવવામાં આવ્યું કે, ઇસ્લામી સિવાય બીજાને દાખેલ કરતા ન હોવાથી રાત્રે દરૂસેથી આવશો તો ઠીક. મેં હમામના ઉસ્તાદને વધારે પૈસા આપવા કહ્યા હતા, તે એવી શરતે કે હોજમાંનું વપરાયલું પાણી કાહાડી નાંખી બીજું તાજું નાંખી ગરમ કરે, અને નાહવાની જગ્યા સાફ કરી ધોઇ નાંખે. રાત્રે ઇરાની ટોપી પહેરી જયારે દાખલ થયો ત્યારે બદબુ તો એવી આવે કે નાક બંધ કરવું પડયું અને જેમ તેમ દમ લેવું. કપડાં કાહાડી હોજમાં ગરમ કીધેલાં પાણીમાં ડુબકી મારી, કે તરતજ બહાર નીકળી આવી સાબુ ચોળી નાહી લઇ, ઝડપથી હમામમાંથી બાહેર પડયો કે ચોખ્ખી હવા દમમાં લીધી. ઘરે આવી પાછું હાથ મ્હોડું ધોઇ લીધું કે જરા કરાર થયો. હવે પાછા હમામમાં જવાના મેં સોગંદ લીધા હતા. જેવી નાહવાની બેજારી તેવીજ સંડાસની પણ સમજવી. મુંબાઇમાં જયારે દસ્તુરોને હાથની બાંય ચહડાવી હાથ મ્હોડું ધોતા ધમધોકાર પાણી

ધોળતાં જોઉં છું, ત્યારે મને ઇરાન દેશનાં પાણીની કિમ્મત યાદ આવે છે. અહિયાં નદીનું પાણી જ્યાંથી શહેરમાં દાખલ થાય છે, ત્યાં જઇ પીવાનું પાણી ચાર કુજાઓમાં ભરી ગધેડા ઉપર અમારે ત્યાં લાવવામાં આવતું હતું; અને માત્ર એકજ એલાહેદા કુજામાંથી હું પીવા ધોવા વગેરે આખા દિવસનું પાણી બહુ સંભાળથી વાપરતો હતો. આખા ઇરાન દેશમાં મુખ્ય કરીને પીવાનાં પાણીની ઘણીજ સંભાળ લેવી પડે છે.

પેલો અમલદાર અમારી સાથે બપોરનું ખાણું ખાઇ જ્યાં જવાનું હતું ત્યાં ગયો, અને બીજે દિવસે સવારે આવી અમોને સાંજે પોતાને ત્યાં ચાહ ઉપર આવવા ઇજન કીધું હતું. આ પ્રમાણે આ અમલદારથી મને સીસ્તાનમાં બીજાઓ સાથે ઠીક ઓળખાણ પીછાણ પડી હતી. સીસ્તાનથી જ્યારે દોઝદાબ પાછો ફરયો, ત્યારે ત્યાં પણ આ અમલદારની મિત્રાચારીથી મને બહુજ ફાયદો થયો હતો.



# પ્રકરણ ત્રીજું.

## સીસ્તાનનાં ભીતરમાં મારી મુસાફરી.

### સીસ્તાનનાં આગલાં પાયતખ્તો.

સીસ્તાનમાં આવ્યા પછી અહિંના ખંડિયેરોની પૂરેપૂરી હકીકત મેં મેળવી, અને તેમાંથી મુખ્ય જોવાલાયક જગ્યાઓની મુલાકાત લેવાનો મેં વિચાર કીધો. સીસ્તાનમાં જેટલાં ખંડિયેરો હસ્તિ ધરાવે છે, તેટલા પ્રમાણમાં આખા ઇરાનમાં બીજે કેથે જવલેજ જોવામાં આવતાં હશે. એનું કારણ એ કે, અહિંની અસલી ઝમાનાથી જાણીતી હેલમંદ નદી પોતાની મરજી પ્રમાણે પાણીનો રોહ બદલતી રહી છે, એટલે કે જે જે જગ્યાઓ આ નદીનાં પાણીની બરકતથી આબાદ હતી, તે સઘળી વેરાંન થઇ ગયલી હાલમાં જોવામાં આવે છે, અને ત્યાંના ખંડિયેરો એક વખતની આબાદીનો કાંઇક ખ્યાલ આપે છે.

ઇ. સ. ૬૩૬ માં કાદસિયાની અને તેની છ વરસ પછી નેહાવંદની લડાઇમાં ઇરાનીઓએ હાર ખાધા પછી ઇરાનનો મુલક અરબોને હાથ ગયો, અને ત્યારપછી જ્યારે તેઓએ સીસ્તાન જીત્યું ત્યારે તેની રાજ્યધાની (૧) ઝરન્ગ હતું, કે જેને અરબ લોકોએ ઝરન્જ કરીને જણાવ્યું છે. એવું દીસે છે કે ઝરન્જને બીના-એ-કચ એવાં નામે પણ ઓળખતા હતા. હાલમાં આ વેરાન જગ્યા ઝાહીદાનની ઉત્તર પૂર્વે ૧૨ માઇલ દૂર અફઘાનીસ્તાનની હદમાં આવેલી છે. એ વેરાન થયલાં ઝરન્જને તે પછીથી તે હાલ સૂધી નાદઅલીને નામે ઓળખવામાં આવતું રહ્યું છે, અને ત્યાં હાલમાં એક અફઘાન કિલ્લો બાંધેલો છે. ઝરન્જ શહેરને નાશ પામવાનું કારણ એ હતું કે જ્યારે તેને પાણી પૂરૂં પાડતી હેલમંદ નદીએ તેની આગલથી પોતાનો રોહ બદલી નાંખ્યો, ત્યારે તે શહેરને મલતું પાણી બંધ થઇ ગયું, અને તેથી તે વેરાન થયું, અને એમ થવાથી (૨) ઝાહીદાન શહેર સીસ્તાનની રાજ્યધાની બન્યું. ઇ. સ. ૧૩૮૩ માં જ્યારે તાતાર સરદાર તૈમુરે ઝાહીદાન જીત્યું, ત્યારે તે શહેરમાં પાણી લાવવા સારૂ હેલમંદ નદીમાં બાંધેલા બંદનો પણ નાશ કીધો, અને એ રીતે આ શહેર પણ ઉજ્જડ બની ગયું, અને તેથી (૩) કલે-એ-ફત્હ રાજ્યધાની શહેર બન્યું. ઇ. સ.

અઢારમી સદીની શરૂઆતમાં હેલમંદ નદીનાં પાણીનો રોહ પાછો બદલાઇ ગયાથી લોકોએ કલે-એ-ફત્હ ખાલી કરી (૪) કુન્દ્રક શહેર સ્થાપ્યું. આ શહેરનાં પણ તેવાજ હાલ થયા, અને કુન્દ્રક પછી (૫) અલ્લાહાબાદ અને ત્યારપછી ઇ. સ. અઢારમી સદીની આખેરીથી (૬) નસીરાબાદ પાયતખ્ત બન્યું, કે જે હાલ સૂધી પણ સીસ્તાનનું રાજ્યધાની શહેર ગણાય છે.

## ખંડિયેરોની મુલાકાત.

અહિંના ખંડિયેરો શહેરથી બહુ લાંબે છેટે આવેલાં છે, અને રેતીનાં બીયાબાનોને લીધે મોટરો તે તરફ ચાલી શકતી ન હોવાથી આપણને ઘોડા યા ખચ્ચર ઉપર મુસાફરી કરવી પડે છે, જે થાકવી નાંખનારી છે. તેમાં જો પવન ફુંકયો તો મુસાફરને તદનજ નાસીપાસ કરી નાંખે છે. વળી રાહમાં ગામો ઘણા દૂર આવેલાં છે, અને કોઇ કોઇ ઠેકાણે ભટકતા બલુચી તાયફાવાલાઓ કાળા તંબુ મારી પડેલા હોય છે, જેથી મુસાફરીમાં જોખમ પણ રહે છે. એ કારણસર જ્યારે એકાદ મુસાફર કોઇ એક ખંડિયેરની મુલાકાત લે છે, ત્યારે તેને ઇરાની સરકાર તરફથી એક હથિયારબંધ ઘોડેસવાર (અમનીયહ) આપવામાં આવે છે સામની રીતે જોતાં સીસ્તાન દેશની મુસાફરી ઘણી ખરચાળ છે, કારણકે આપણને આપણી સાથના સવાર. ભોમ્યો તથા નોકરને કાંઇ લવાજમ આપવું પડે છે, એટલુજ નહિ, પણ તેઓ સાથે સવારીના જાનવરોને પણ ખવરાવવાનો ખરચ વગેરે કરવો પડે છે, અને તે કર્યા વગર છુટકો પણ હોતો નથી.

ઉપલા સંજોગો ધ્યાનમાં લઇ મેં એક ભોમ્યો અને અમનીયહની ગોઠવણ કીધી, અને એક ચોક્કસ પ્રોગ્રામ નક્કી કરી તારીખ ૧૪ મી અકટોબરને દિવસે સવારે, મારા નોકર તથા એ ભોમ્યો અને અમનીયહ (રસ્તે જતા લોકો તથા કાફલાની સલામતીને ખાતર નેમેલો ઘોડેસવાર) સાથે સવાર થઇ નસીરાબાદ શહેર છોડી બહાર પડયા. રસ્તે મારા સાથીઓ સાથે તોલતપ્પા મારતા લગભગ ચાર માઇલ કાપ્યા કે બોનજાર નામના એક કસબા આગલ આવી લાગ્યા. આ કસબામાં લગભગ ૫૦૦૦ માણસની વસ્તી છે, જ્યાંના લોકો પોતાનાં ઘેરમાં નાના નાના ગાલીચા બનાવી નસીરાબાદ શહેરનાં વેપારીઓને વેચે છે. મારો ભોમ્યો ગુલામ અલીજાન પણ ઘઉં, ઉન તથા ગાલીચાનો

હલાલ હોવાથી તેણે પોતાનું કામકાજ કરી લીધા પછી અમો આગલ વધ્યા, અને એસ્કે નામના ગામ આગલ આવી પહોંચ્યા. આ ગામમાં કાંઇ સુકુપાકુ ખાઇ લઇ જરા આરામ કીધો. ચા પી બહાર પડયા કે ત્રણ માઇલ દૂર એલ્યાબાદ નામનાં નાના ગામ આગલથી પસાર થયા. આખે રસ્તે ધૂળ તથા રેતી સિવાય બીજું કાંઇ નજરે પડે નહિ. એમ કરતાં સાંજે અમો અસલ ઝાહીદાન શહેરનાં ખંડિયેરો આગલ આવી પૂગ્યા, કે જ્યાં હાલમાં તેજ નામ ધરાવતુ એક નાનું ગામ વસાયલું છે, ત્યાંના એક અતિ નાના મકાનમાં અમોએ ઉતારો લીધો. મારા જેવા એક મુસાફરને આવેલો જોઇ તેઓ સર્વે એક પછી એક અમારા મકાનમાં એકઠા થવા લાગ્યા. હું તેઓ સાથે વાતચીતમાં રોકાયો. જયારે મારી સાથવાલાઓ રાતનાં ક્રમેસતાની તથા જાનવરોના ચારાની ગોઠવણમાં પડયા. અમોએ અમારી સાથે નાન, ચાહ, ખાંડ, ખરબૂઝહ બાંધી લીધાં હતાં કે મુસાફરીમાં કામ લાગે. મેં જોયું કે ઇરાનની માફક અહિંયા પણ ગામોમાં ઇંડા મળી શકે છે. જે કાંઇ ખાવાનુ મળ્યું તે ઉપર શુકરાના કરી ચાહનું સમાવર સળગાવ્યું, અને હું પાછો તેઓ સાથે વાતોમાં રોકાયો કે જેથી તેઓ તરફથી આપણા અસલી પહેલવાનોને લગતુ કાંઇ નવું જાણવાનુ મળે. એ પ્રમાણે અમોએ છેક મોડી રાત વેર વાત કરયા પછી હું સુઇ ગયો. સવારે બરી બામદાદે ઉઠી ચા સાથે જરા નાન ખાઇ હું મારા સાથીઓ સાથે ઝાહીદાનનાં ખંડિયેરો જોવા નીકળી પડયો.

## ઝાહીદાન.

આ ખંડિયેરો નસીરાબાદ શહેરની દક્ષિણ પૂર્વે લગભગ ૧૨ માઇલ દૂર આવેલાં છે. ઇ. સ. દસમી સદીની આખેરીથી તે ઇ. સ. ૧૩૯૨ વેર ઝાહીદાન સીસ્તાનનું મુખ્ય શહેર ગણાતું હતું, પણ પછી સીસ્તાનીઓએ બળવો જગાડયાથી તે વખતના રાજ્યકર્તાને તૈમુરની મદદ માંગવી પડી. તૈમુરે આવતાને વાર એકેક પછી ત્રણ કિલ્લાઓ બળવાખોરોના હાથમાંથી જીતી લીધા જેથી સીસ્તાનીઓ બહુજ ઘભરાયા. હવે બળવાખોરોના વડાએ જોયું કે જો તૈમુર સીસ્તાનનો માલેક થઇ બેસશે તો તેઓને તથા દેશને ઘણું ખમવું પડશે, એ કારણસર તેણે રાજયકર્તા સાથે સુલેહ કીધી, અને પછી તમામ સીસ્તાનીઓએ સાથે મળી તૈમુરને સીસ્તાનમાંથી બહાર હાંકી કાહાડવાનો

ઠરાવ કીધો. આથી સીસ્તાનીઓ અને તૈમુર વચ્ચે લડાઇ થઇ, જેમાં તૈમુરને પગ ઉપર તીરનો એક કારી જખમ થયો, કે જેને લીધે તે હંમેશનો લંગડો બન્યો. આ કારણ સર તવારીખનવેશો તૈમુરને તૈમુરલંગ કરી લખી ગયા છે. તોપણ આખરે ઇ. સ. ૧૩૮૩ માં તૈમુરે સીસ્તાન જીતી ઝાહીદાન શહેરનો તમામ નાશ કીધો, જે હજી વેર ખંડિયેર હાલતમાં પડેલું છે. ઝાહીદાન શહેરનાં બચાવને સારૂ ગોળ ફરતી દિવાલ બાંધેલી હતી જે લગભગ હાલમાં નાશ પામેલી હાલતમાં છે. શહેરનાં લોકોને ત્રણ મોટી કેનાલથી પાણી પૂરૂં પાડવામાં આવતું હતું. શહેરમાં દાખલ થવાના ચાર દરવાજા હતા, જેમાંનો માત્ર પૂર્વ તરફનોજ દરવાજો તેના બુરજ સાથે ભાંગેલી હાલતમાં હાલ ઉભેલો છે, કે જેને દરવાજે-એ-બખત્યારી કરી કહે છે. આ દરવાજાના બુરજ ઉપરથી કેટલાંક માઇલો વેરનો સાફ દેખાવ મારી નજરે પડયો. આ બુરજ ઉપરથી પૂર્વ દિશાએ નજર ફેંકતાં દૂર એક ઉંચો સફેદ થાંભો દેખાયો, જે ઇરાન અને અફઘાનીસ્તાનની સરહદની નિશાન તરીકે બાંધેલો છે. એજ દિશા તરફથી બાર માઇલને તફાવતે નાદઅલી નામનું અફઘાન ગામ અને કીલ્લો છે, જ્યાં સરહદની દેખરેખને સારૂ અફઘાન લશ્કરી ટૂકડીનું થાણું છે. સીસ્તાનના મજબૂત પવનને લીધે ઝાહીદાનની દક્ષિણ તરફની જમીન એટલી બધી તો ઉખડી ગયલી છે કે ત્યાં રેતીના ઢગલાઓ સિવાય અસલના વખતની કાંઇ પણ નિશાની જોવામાં આવતી નથી. આ નાશ પામેલા શહેરમાં ફરતાં જગેજગ ખંડિયેરોની ધૂળ તથા રેતીના ઢગલા મારા જોવામાં આવ્યા. એક તરફ સાધારણ કરતાં જરા ઉંચી લાંબી ધોર જોવામાં આવી, કે જેની આજુબાજુ મટોડીમાં નાની નાની વાવટીઓ ખોસેલી, તથા તેની સપાટી ઉપર ભાંગેલા સંગેમરમરના તથા બીજા રંગીન નાના પથ્થરો ગોઠવેલા છે. આ જગ્યાને તેઓ ઝીયારતે ચહેલો ચહાર પીર એટલે કે ૪૪ પીરોની ઝીયારતગાહ તરીકે ઓળખે છે. આ ધોરની આજુબાજુ હાલનું કબ્રસ્તાન આવેલું છે. ઝાહીદાનની ઉત્તર પશ્ચિમ તરફની ભાંગેલી દિવાલથી થોડે દૂર બીજાં ખંડિયેરો આવેલાં છે, જેને ત્યાંના લોકો કલે-એ-તૈમુર કરી કહે છે, જે તરફ એક મસજીદ તથા હોજ જોવામાં આવે છે. આ ખંડિયેરોની બાજુમાંજ એક મેદાન છે જેમાં જુના પથ્થર પડેલા છે.



સીસ્તાનનાં આગલાં પાયતખ્ત ઝાહીદાનનાં દબદબાભર્યાં ખંડિયેરે. *G. P. Tat.*

Ruins of Zahidan, the Old Capital of Seistan.

خرابهای زاحیدان پای تخت سیستان قدیم



**ઝાહેદાન ગામ આગલ લીધેલો ફોટોગ્રાફ.**

**A View of the Modern Zahidan Village.**

(It is 12 miles from Nasirabad, the present capital of Seistan. A group of villagers is seen here in which Ali-Dera-Khan, an 'amniyah' or a Persian road-guard, is the man with a gun. His services were lent to me by the Persian Government during my tour in Seistan. On the left of the guard is my servant Dadkhoda-i-Zamankhan with a stick on his shoulder, and on the right is my guide Gulam-Ali-Jan.)

منظرهٔ قریه زاحیدان حالیه

આ સઘળાં ખંડિયેરો તરફ જ્યારે અમો ફરતાં હતાં, ત્યારે ગામનાં વડાએ તથા શેખે ઝાહીદાન શહેરની પડતીની વાત કરતાં જણાવ્યું કે, સીસ્તાનનું આ શહેર એક વખતે તેના પૂર દમામમાં હતું, પણ જ્યારે તૈમુરે આ શહેર ઉપર હુમલો કીધો, ત્યારે અહિંના રાજ્યકર્તાની છોકરી તૈમુરના છોકરા શાહરોખનાં પ્યારમાં પડી. તેણીએ શહેરનાં કિલ્લાની સર્હીલ ઉપરથી એક તીર શાહરોખની છાવણીમાં ફેંકયો. તે તીરની ઉપર તેણીએ એમ કરી લખ્યું હતું કે હું તારી માશુક થવા માંગુ છું. શાહરોખે તેના વળતા જવાબમાં જણાવ્યું કે જો આ શહેર મારે તાબે આવે તોજ હું તારી માગણી કબૂલ કરૂં. આ ઉપરથી તેણીએ શાહરોખ ઉપર એક એવી રીતનો પેગામ મોકલાવ્યો કે, તું ફલાણે ઠેકાણેનો હેલમંદ નદીમાં બાંધેલો બંદ તોડી નાંખ. આ પ્રમાણે તે બન્દે રૂસ્તમ નામનો બન્દ તોડી નાંખવામાં આવ્યો, અને એ પ્રમાણે એક બીવફા છોકરીના કરતુકથી ઝાહીદાન શહેરની પડતી આવી. સીસ્તાનમાં હજીબી ઓરતોને તાણો મારતી વખતે કહેવામાં આવે છે કે 'શોમા દોખતરે શહેરે ઝાહીદાન હસ્તીદ' એટલે કે ઝાહીદાન શહેરના રાજ્યકર્તાની છોકરીની માફક તું એક બેવફા ઓરત છે.

## મીલે કાસમાબાદ.

હવે અમો કલે-એ-તૈમુરનાં ખંડિયેરો છોડી લગભગ સાડાચાર માઇલ આગળ વધ્યા કે મીલે કાસમાબાદ નામના એક સીતેર ફીટ ઉંચા મીનારા આગલ આવી લાગ્યા, કે જેનો ઉપરનો ભાગ તૂટી પડેલો હોય તેમ જણાતો હતો. નીચે એક નાનો દરવાજો છે, જ્યાંથી ઉપર જવાને સારૂં ગોળ સાંકડી સીડીઓ છે. મીનારાના ઉપલા તથા વચલા ભાગને નકસીથી ખુબ શણગારી અરેબીક અક્ષરે 'તાજુદીન હરાબ' તથા 'તાજુદીન અબુલ ફઝલ નસ્ર' નામના તે વખતના સીસ્તાનના મલેકોના (રાજ્યકર્તાઓ) નામો જોવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે સીસ્તાનના મલેક તાજુદીનને ઇરાનના સલજુકી વંશનાં સુલતાન સંજાર સાથે મિત્રાચારી હતી. હવે જ્યારે કારા ખીતાઇ નામની જાતે સુલતાન સંજાર ઉપર હુમલો કીધો, ત્યારે સીસ્તાનીઓ તેની મદદે જઇ બહાદુરીથી લડયા. આ લડાઇમાં કારા ખીતાઇઓ જીત્યા, અને સીસ્તાનીઓનો સરદાર તાજુદીન દુશ્મનોના હાથમાં કેદ પકડાયો. આંખરે મલેક તાજુદીનનો કેદખાનામાંથી છૂટકારો થયો, અને

તે માટે ખોદાના શુકરાના કરવા તેણે આ નામીચો મીનારો બંધાવવાનો શરૂ કીધો, જે તેના પૌત્રના પુત્ર તાજુદીન હરબના વખતમાં તમામ બંધાઇ તૈયાર થયો. આ તરફ પણ પુષ્કળ ખંડિયેરો છે, અને મીનારાથી દોઢ માઇલ દૂર કાસમાબાદનું અસલી ગામ આવેલું છે.

અહિંથી અમો પાછા ઝાહીદાન તરફ ફરયા. હવે બપોરનો વખત થવા આવેલો હોવાથી ઉપરથી સૂરજ તથા નીચેથી રેતી તપટી હોવાથી મને પગે ચાલવું મુશ્કેલ થઇ પડયું હતું, તોપણ જેમ તેમ ઝાહીદાન ગામની ઝુંપડીમાં પાછો આવી લાગ્યો. ગામના વડા તથા શેખે મને બધે ફેરવી દરેક રીતની સમજ આપી હતી, તે માટે તેઓનો આભાર માની લાયક ઇનામ આપી વીદાય કીધા. હું બહુજ થાકી ગયલો હોવાથી જરા આસાયશ લઇ ચા પી તાજો થયો. ત્યારપછી આ ગામનાં લોકોનો ફોટોગ્રાફ લઇ હું મારા ભોમ્યા, સવાર તથા નોકર સાથે આગલ વધ્યો.

## ઝાહીદાનથી હેલમંદ નદી તરફ.

બપોરના તડકામાં તપતા રેતીવાલા બીયાબાનમાંથી પસાર થઇ કલાકએક રહીને અમો કુર્ટ નામનાં ગામમાં આવી જરા દમ ખાધો. ત્યાંથી આગલ ચલાવતાં એક કલાક રહીને મીરજાખાન અને ત્યાર પછી સાંજે દેહનવ એટલે નવા વસાયલાં ગામમાં આવી એક મકાનમાં ધામો નાંખ્યો. હાથ મ્હોડું ધોઇ ગામમાં જરા અહિં તહિં ફરવા લાગ્યો, કે લોકોનું ટોળું એકઠું થઇ મારી પછવાડે આવવા માંડયું. થોડી ઘણી પૂછપરછ કરી મકાનમાં પાછો ફર્યો. આ ગામનાં તરબુચ વખણાતાં હોવાથી તે, નાન તથા ઇંડા ખાઇ આખા દિવસનો થાકેલો હોવાથી હું તો રાત્રે ઝડપથી સૂઇ ગયો. ત્રીજે દિવસે સવારે અમો થંડે કલેજે પેટ ભરતું ખાઇ પી લઇ લગભગ દસ વાગે ભારી ઉલટથી બહાર પડયા, કારણ કે હવે તવારીખમાં જાણીતી થયલી અસલી ઝમાનાની ફાંટાબાઝ નદી હેલમંદ નજદીક આવી પહોંચતી હતી. તડકો પડતો હોવાથી આંખોને રેતી તથા સફેદ મટોડીના ઝળઝળાતથી રાહત આપવા સારૂ આખો વખત ગોગલ્સ પહેર્યા વગર ચાલતું ન હતું. જગેજગ ધૂળના ઢગલાઓ આવે જેથી કાનમાં રૂ ખોસવો પડતો, તથા રૂમાલથી નાક ઢાંકવું પડતું હતું. હેલમંદ નદી જોવાની હોંસમાં ને હેંસમાં આગલ વધતા ખોજામક નામના ગામમાં જઇ એક ઝુંપડામાં ઉતરી ચા બનાવી પીધી, જરા આસાયશ લઇ આગળ વધ્યા કે હવે ટેકરા

ટૂકરીવાલી જગા ઓળંગવી પડી કે જ્યાં જીણા પથરો પડેલા હતા. અહિંયા ટેકરી ઉપર એક નાનો કિલ્લો જોવામાં આવ્યો જેને કલે-એ-કુહક કરી કહે છે. હવે અમો પાછા રેતી તથા ધૂળવાલી જમીન ઉપર આવી લાગ્યા. અહિં જગેજગ હેલમંદ નદીનાં પાણી શહેર તથા ગામોમાં લઇ જવા સારૂ મોટી મોટી કારેજો (નેહેરો) ખોદેલી હોવાથી કેટલોએક રસ્તો જેમ તેમ મહા મુસીબતે પગે ગુંઠણ વેરના ભીંજાયલા મટોડામાંથી પસાર કરતો તથા કારેજો ઉપર બાંધેલા પૂલો ઓળંગતો અંતે હું મારી ધારેલી જગ્યાએ આવી પહોંચ્યો, જે વખતે આફતાબને ઘરૂબ થવાને લગભગ બે કલાક બાકી રહ્યા હતા.

## જાણીતી હેલમંદ નદીના દર્શન.

આ અસલી અવસ્તાન ઝમાનાની જાણીતી મોટી હેલમંદ નદીવાલો મુલક અસલી ઝમાનામાં ઘણો ફળદ્રુપ ગણાતો હતો. પહેલાં તો અમો ત્યાં બાંધેલા એક લશ્કરી થાણાં આગલ ગયા, જ્યાં માત્ર સાતેક હથિઆરબંધ માણસો રહે છે, જેઓ આખો વખત ચોકી કરે છે, કારણ કે નદીને સામેનો પાર તે અફઘાનીસ્તાનનો મુલક છે. હવે હું તે લશ્કરીઓ સાથે પાકો બાંધેલો પુસ્તો પસાર કરી, ગઝ નામનાં ઝાડની ડાંખલીઓથી બનાવેલા કાચા પુસ્તા ઉપર જેમ તેમ ચાલી ખુદ હેલમંદ નદી જે છેક કાબુલની પશ્ચિમે આવેલા પહાડમાંથી નીકળી લગભગ ૬૦૦ માઇલ વહેતી વહેતી અહિંયા આવે છે તે જગ્યા ઉપર આવી પહોંચ્યો. કેવી મારી ખુશાળી! શું કુદરતની બળીહારી! કેવો સરસ દેખાવ! પેલા હથિઆરબંધ માણસોને ઇસારો કીધો કે હું જરા મારી નમાજ પઢી પાછો આવું છું કરી બુટ કાહાડયાં, અને જે જગ્યા તરફથી આ મોટી નદીના બે ફાંટા નીકળે છે, ત્યાં ઉઘાડે પગે વહેતા પાણીમાં ઉભો રહી, હાથ મ્હોડું સાફ કરી એક કુસ્તી કરી તે સાહેબના હઝારો હઝાર શુક્ર કીધા કે, અંતે હું પાકઝાદ શાએરાન શાએર ફિરદોસી તુસીએ પોતાના શાહનામામાં તેહેમતન રૂસ્તમ તથા રૂઇનતન અસ્ફંદયારના દાસ્તાનમાં લખેલી જાણીતી હીરમંદ નદીને આજે મારી નજરે જોવાને શક્તીવાન થયો છું.

પછી ખીસામાંથી ગલાસ કાહાડી નદીનું વહેતું પાણી પી તાજો થયો, તથા મારી લશ્કરી વોટર બોટલ પણ તે પવિત્ર પાણીથી ભરી લીધી, જે પાણી મેં મુંબાઇમાં લાવી જાળવી રાખ્યું છે. જે

જગ્યાએ હું નદીમાં ઉભો હતો, ત્યાંથી આ હેલમંદ નદીનો એક ફાંટો વાંક લઇ સીસ્તાન તરફ વહે છે, જેને રૂદે સીસ્તાન એટલે સીસ્તાન નદી કરી કહે છે, જ્યારે ખુદ નદીનો બીજો ભાગ જે અફઘાન સીસ્તાન તરફ વહે છે, તેને રૂદે પરીયુન કરી કહે છે. સીસ્તાન નદીનાં પાણીની ઉંડાઇ જાળવવા સારૂ અહિંયા એક પુસ્તો બાંધવામાં આવ્યો છે, કે જેથી કારેજો (કેનાલો) મારફતે દૂર આવેલાં ગામોમાં નદીનું પાણી મોકળી શકાય. આ જગ્યાને સીસ્તાનીઓ સરે-બન્દે-સીસ્તાન કરી કહે છે. પુસ્તા ઉપર ઉભા રહી પશ્ચિમ તરફ જોતાં રૂદે સીસ્તાનની પેલે પારના કીનારાથી થોડે દૂર ઇરાન તથા અફઘાનના મુલકની હદની નિશાન તરીકે એક સ્તંભ ઉભો કરેલો છે. લશ્કરી થાણાંની અગાસી ઉપરથી સૂરજ અસ્ત પામતી વખતનો દેખાવ ઘણોજ અસરકારક તેમજ નહિ ભૂલાય તેવો હતો. એ પ્રમાણે બધું ફરી વળી પાછા સવાર થયા કે સૂરજ તરતનોજ અસ્ત પામ્યો હતો. જેમ તેમ કારે-જોવાલું હફતેખાન પસાર કરી પાછા સપાટ મેદાનમાં આવી લાગ્યા. રાત ચાંદરણી હોવાથી રસ્તો કાપવામાં મુશ્કેલી પડતી ન હતી. એક ખચ્ચર ઉપર સવાર થઇ હું કાંઇક મગરૂરીથી આગલ ચાલતો, જ્યારે મારી પછવાડે ઘોડા ઉપર પેલા લશ્કરી સીપાઇ, ખચ્ચરો ઉપર મારો ભોમ્યો અને નોકર મલી ત્રણ જણાઓ મારી પછવાડે ચાલતા, ત્યારે તે ઝમાનાના પહેલવાનો ઝાલ અને રૂસ્તમની મોટાઇભરી યાદો મારા મનમાં તાજી થતી.

## ઇરાનની મુસાફરીમાં રાખવી જોઇતી હુશિયારી.

હવે અમો પાછા ખોજામક ગામમાં આવી ઉતરયા. અહિંયા મારે જણાવવું જોઇએ કે જ્યારે અમો ખોજામક ગામ આગલથી પસાર થતા હતા, ત્યારે મારી સાથનો નોકર મને કહે કે, સાહેબ! અહિંયા મારો ઓળખીતો છે એટલે આજ રાત્રે સુવાની ઠીક સગવડ મળશે, પણ તેમાંનું કાંઇ નહિ. મને તો એ વિષેનો પૂરતો અનુભવ મળેલો છે, પણ કોઇ નવોસવો મુસાફર એવા માણસોના બોલવા ઉપર ઠાપ ખાય નાહ તેથી અહિંયા ઇસારો કરૂં છું. જ્યારે ગામમાં મારા લાયકની ઉતારાની જગ્યા મળી શકી નહિ ત્યારે મારો ભોમ્યો કહે કે, સાહેબ! આગલ બીજું મોટું ગામ આવે છે ત્યાં દરેક રીતનો બંદોબસ્ત થશે. રાતના થંડા પવનના ચાલૂ ફુંફાટાથી હું કંતાળી ગયો હતો તેથી,

તથા બીજું ગામ કેટલું દૂર છે તે વિષે તેઓના બોલવા ઉપર હું ભરોસો રાખતો ન હોવાથી, મેં મારા ભોમ્યાને કોઇબી રીતે આજ ગામમાં રાતની ગોઠવણ કરવાને ફરમાવ્યું. અહિંયા જોવું તો મારા ઉતારાની જગ્યા ગધેડાના વાડા જેવી માલૂમ પડી, પણ પછી અહિંની લશ્કરી ટૂકડીના વડાએ મને પોતાને ત્યાં રાતનો ઉતારો લેવાને અરજ કીધી જે મેં ઉપકાર સાથે સ્વીકારી.

પ્રિય વાંચનાર! સીસ્તાનનાં ભીતરમાં એકલી મુસાફરી કરવી કાંઇ ખાવાનું કામ નથી. જ્યારે દૂરથી કાળી ચાદરના તંબુઓ નાંખી પડેલા બલૂચીઓ જણાય, ત્યારે મારો લશ્કરી સવાર પણ બંદુક તૈયાર રાખી તેઓની જગ્યાથી સો કદમ દૂરથીજ પોતાનો ઘોડો હંકારે. ઇરાનમાં મુસાફરી કરવા સારૂ હિંમત, સાધારણ અક્કલ અને ફારસી ભાષાની માહિતગારીની જરૂર છે. મારી મુસાફરીમાં આપણે હવે ક્યાં જઇએ છીયે, તે જગ્યા કેટલી દૂર છે, ત્યાં શું જોવાનું છે વગેરે સવાલો કરી હું સંભાળથી આગલ વધતો હતો, અને જો મને જાણીજોઇને ઠાપ આપવામાં આવતી તો હું તેઓને ઠપકો આપવામાં પણ ચૂકતો ન હતો. કોઇબી રીતે આ ત્રણે માણસો ઉપર મારો કાબુ રાખી હું તેઓ સાથે સંભાળથી કામ લેતો હતો. ખાવાપીવામાં હું તેઓ સાથ કોઇ પણ રીતની જૂદાઇ રાખતો ન હતો.

## હિંદી ભાઇઓની પરોણાગત.

આ ગામમાં બે શીકારપૂરી હિંદીઓ આવી વસેલા છે, જેઓ સાથે એક કેળવાયલો શીખ પણ જોવામાં આવ્યો, જેઓ સીસ્તાનની રાજ્યધાની શહેર નસીરાબાદ તથા દોઝદાબના હિંદીઓ સાથે વેપારી સંબંધ ધરાવે છે. શીખો પણ ઇરાનના કયા કયા ખુણામાં ઘૂસી જઇ વેપાર ચલાવે છે, તેનો હું નહિ જાણતો કે કોઇને કાંઇ ખ્યાલ હોય. જાહેરમાં ઇરાન કરતા પેલા મુંબાઇના બહુ બોલા પારસીઓ ગુપચુપ કામ કરી બજાવતાં કયારે શીખશે? જ્યારે આ ત્રણે ભાઇઓને મારા આવવાની વાત કાન ઉપર પડી, કે તરતજ તેઓએ મારી મુલાકાત લીધી, જે દરમ્યાન અમો વચ્ચે ઇરાનના વેપારવણુજ વિષેની કલાકએકની લાંબી વાતચીત થઇ હતી. તેઓ પણ અજાયબી બતાવતા હતા કે પારસી જેવી કેળવાયલી કોમ ઇરાન સાથના વેપારવણુજમાં હજી પણ તદનજ કેમ પછાત છે! ત્યારપછી તેઓએ

મને પોતાને ત્યાં સુવા જમવાની ગોઠવણ કરી આપવા અરજ કીધી, પણ પહેલાંથી હું પેલા અમલદારને કબૂલ થયો હતો, એટલે મને ઉપકાર સાથે ના પાડવાની ફરજ પડી. પણ પછી સવારે તેઓ પાછા મારી મુલાકાતે આવી મને પોતાને ત્યાં લઇ ગયા, અને મારી ખેદમત કીધી, જે માટે મારા આ ત્રણે હિંદી ભાઇઓનો હું ઉપકાર માનુંછું.

પેલો લશ્કરી ટુકડીનો વડો સારજંટ મોરાદઅલી પચ્ચીસ વરસની વયનો જવાન્યો હતો, અને મોરજાવાની નજદીક આવેલા ખવાસ નામના મુલકમાં પણ નોકરી બજાવી આવ્યો હતો, એટલે મને તેની વાત ઘણીજ રસદાર થઇ પડી હતી. આ અમલદારે પણ મારી ખુબ ખેદમત કીધી. ચોથા દિવસની સવારે આ ભલા અમલદારનો ઉપકાર માની, રામ શાહરીસ્તાન નામના પુરાણા ખંડિયેર જોવા સવાર થઇ આગલ વધ્યા કે સીસ્તાન નદી પાછી અમારી નજરે પડી. હવે અમો અહમદ અલીખાન નામના મોટા ગામ આગલથી પસાર થયા કે નદીનો દેખાવ અમારી નજર આગલથી દૂર થતો ગયો, અને અમો પેલા ઉંચા ખંડિયેર આગલ આવી લાગ્યા.

## રામ શાહરીસ્તાનનું પુરાણું ખંડિયેર.

આ ખંડિયેર ઝાહીદાન શહેરથી દક્ષિણે સીધી લીટીમાં છ માઇલ દૂર આવેલું છે. રામ શાહરીસ્તાનનું શહેર ઘણુંજ પુરાણું ગણાતું હોવાથી કેટલાક વિદ્વાનો માને છે કે ઝરન્ગ અથવા બીના-એ-કય નામનું શહેર જે સાસાનીયાન અમલની આખેરીએ સીસ્તાનનું પાયતખ્ત ગણાતું હતું, તેનીબી અગાઉ રામ શાહરીસ્તાન શહેર મખ્યાત હતું; પણ પછી ફાંટાબાઝ હેલમંદ નદીએ પાણીનો રોહ બદલ્યાથી આ શહેર ઉજ્જડ થઇ નાશ પામ્યું. વળી એમ પણ કહેવામાં આવેછે કે હેલમંદ નદીમાં બાંધેલો પૂસ્તો ભાંગી જવાથી નદીનાં પાણી શહેરમાં ફરી વળ્યાં, અને લોકો પોતાની માલમિલકત છોડી જાન બચાવા નાસી ગયા. ગમે તેમ હોય પણ હાલમાં તો તે એક ઉંચા ટેકરા સિવાય બીજું કાંઇ પણ નજર આવતું નથી. માત્ર એક બાજુથી શહેરનાં બચાવમાં બાંધેલા બુરજની કાંઇ નિશાનીઓ ઉભેલી છે, જ્યાં એક ઘોર મારા જોવામાં આવી. આ ટેકરાની વચમાંના નીચાણ ભાગમાં બલુચી ઝીયારતગાહ આવેલી છે. આ ખંડિયેરની ઉંચાઇએથી નજર ફેંકતાં માઇલો વેરનો દેખાવ જોઇ શકાય છે. એક બાજુથી સીસ્તાન નદી

સાંપની માફક વહેતી જણાઇ, જ્યારે બીજી બાજુથી ખોજામક વેરના ગામો માલૂમ પડયાં. દક્ષિણ પશ્ચિમે કેમ્મક નામનું ગામ અને એક આતશકદેહની ઇમારત નજર આવી. સીસ્તાન દેશના એક વખતના આ પાયતખ્ત શહેરનાં શું હાલ! અફસોસ!

રામ શાહરીસ્તાનના ટેકરા ઉપરથી નીચે ઉતરી સવાર થઇ ઝાડીથી ભરપૂર ગરમ રેતીવાલી જગ્યા ઉપરથી બપોરને વખતે અમો-ચાર જણાઓ વાત કરતા આગલ વધ્યા. જ્યારે હું તેઓના આગલા નેચાગાનો ઝાલ અને રૂસ્તમના પ્રાક્રમોની વાતો કરતો, ત્યારે તેઓ કાંઇક અજાયબી સાથે મગરૂરીથી મને પૂછતા કે, શું ત્યારે અમારા બાપદાદાઓ જરથોશ્તી હતા? ખરૂં પૂછો તો બીચારા સીસ્તાનીઓ બીલકુલ કેળવણી વગરના છે, અને એ કારણસર તેઓ ખુદ પોતાને પણ પીછાણી શકતા નહતા. વાતચીતથી ઠીક વખત નીકળી ગયો. એમ કરતાં અમો દોઢ વાગે મલેક હૈદરી નામના મોટાં ગામમાં આવી એક ટેકરા ઉપરના મકાનમાં ઉતારો લીધો, કે જેના ગુંબજના મથાળા ઉપરથી જૂનાં મલેક હૈદરી તથા કીમ્મક ગામો, આતશગાહનું ખંડિયેર વગેરે જણાતું હતું.

## જમીન ઉપર બાંધેલી ઘોરો.

આ ગામની બાજુમાંજ ટેકરા ઉપર કબ્રસ્તાન છે, જ્યાં ગુંબજો સાથની સાત કબરો આવેલી છે. જમીનની ઉપર ત્રણ ફીટ ઉંચાઇનું મહેરાબદાર આરકું બાંધી લઇ તેની અંદર લાસ મૂકેલી હોય છે. લાસને જમીન અંદર દાટવાને બદલે જમીન ઉપર બાંધેલી આવી જાતની ઘોરો સીસ્તાનમાંજ કેટલીએક જગ્યાએ મારા જોવામાં આવી.

બપોરનો તાપ સખ્ત હતો અને અમારા ગળાં પણ સૂકાઇ ગયલાં હોવાથી ગામમાંથી તરબૂચ મંગાવી નાન સાથે ખાધાં. મારો ભોમ્યો મને તેજ દિવસની રાત્રે શહેરમાં લઈ જવાની ખાત્રી આપતો હતો, તેથી હું ઉલટમાંજ હતો, કે આખા ચાર દિવસની થાક પછી ચોથી રાત હું મારા પરોણાને ત્યાં કાંઇ નીરાંતે સુવું. ચા પી તરતજ પાછા સવાર થઇ અમો કીમ્મક નામના ગામ આગલ આવી લાગ્યા. આ કીમ્મક ગામ તથા તેની આજુબાજુ બે ત્રણ સદી આગમચ ઇરાની જરથોશ્તી વસ્તી હોવી જોઇએ એવી નિશાનો માલૂમ પડે છે.

## આખુરે અસ્પે રૂસ્તમ: એટલે દખમું.

કીમ્મક ગામ તરફ એક ગોળ ફરતી દિવાલ જેવું ખંડિયેર નજરે પડયું, જેને ત્યાંના લોકો 'આખુરે અસ્પે રૂસ્તમ' એટલે કે જેહાન-પહેલવાન રૂસ્તમના નામચીન ઘોડા રખ્ક્ષની ઘાસચારો ખાવાની જગ્યા કરી કહે છે. સીસ્તાનમાં ઘોડા, ખચ્ચર, તથા ગધેડાને દાણા ખવરાવતી વખતે અહિંની માફક કાંઇ તોબરો બાંધવામાં આવતો નથી, પણ ઘોડાનું મ્હોડું પહોંચી શકે એવી ઉંચાઇની બે ત્રણ ફીટ ડાયમેટરની ગોળ નીકોલી જેવું બનાવી તેમાં દાણા નાંખવામાં આવે છે. હવે જ્યારે અહિંના અભણ લોકોએ આવી મોટી ગોળ દિવાલ જોઇ, ત્યારે તેઓએ માની લીધું કે, આતો જેહાનનો પહેલવાન રૂસ્તમ, કે જે રખ્ક્ષ નામના જબરદસ્ત ઘોડા ઉપર સવારી કરતો હતો, તે ઘોડાની દાણા ખાવાની જગ્યા હોવી જોઇએ. આવા ખ્યાલથી આવી જાતના ગોળ દિવાલવાલા ખંડિયેરોને સીસ્તાનીઓ 'આખુરે અસ્પે રૂસ્તમ' કરી કહે છે. ખરૂં પૂછો તો આવી જાતનાં ખંડિયેરો કાંઇજ નહિ, પણ પાછળા વખતના જરથોશ્તી દખમાઓ છે, કે જે દખમાઓના વચલા ભાગો માટી તથા રેતીથી ભરાઇ ગયલા છે. ઠીક છે કે અહિંના અભણ લોકોએ આવી માન્યતાથી આ દખમાઓ ખરાબ કીધાં નથી. અને હું પણ એ બાબદ વિષે તેઓ આગલ કાંઈ બોલ્યો નહિ. આ ગોળ દિવાલવાલા ખંડિયેરો આપણા દખમાઓ છે, એવું યૂરોપીઅન મુસાફરોથી સાબેત થયું છે; કારણ કે હિંદુસ્તાનના સરવે ડીપાર્ટમેન્ત-વાલા મીં૦ જી૦ પી૦ ટેટ, કે જેવાણની ચોપડીથી મારી સીસ્તાનની મુસાફરીમાં મને ઘણું જોવાનું તથા જાણવાનું મળ્યું હતું, તેવણ લખી જણાવે છે કે 'આવી પ્રકારના એક ખંડિયેરને ખોદતાં અંદરથી માણસનાં આંગળાનું હાડકું મળી આવ્યું હતું, જે ઉપરથી ખાતરી થાય છે કે આ ખંડિયેરો કાંઇજ નહિ પણ પાછળા વખતનાં દખમાઓ છે.' આ દખમાઓ હેલમંદ નદીની ડાબી બાજૂના કીનારા તરફ વધારે જોવામાં આવે છે.

## એક પુરાણું આતશગાહ.

કીમ્મક ગામની પશ્ચિમ દિશા તરફથી દોઢ માઇલ દૂર એક જૂનું ખંડિયેર છે, જેને સીસ્તાનીઓ આતશગાહના નામથી ઓળખે છે, તો જોકે તેવી કાંઇ પણ નિશાનો ત્યાં ખાસ જોવામાં આવતી નથી.

એક મોટો ઓરડો હોય તેવું કાંઇ બાંધકામ જણાય છે, પણ તેની ઉપરનો ગુંબજ નાશ પામેલો છે.

## પાછળા વખતની જરથોશ્તી વસ્તીની નિશાનો.

સીસ્તાનના મુલકમાં અસલી ઇરાની પહેલવાનોને લગતી ઘણીએક દંતકથાઓ હજી પણ સાંભળવામાં આવે છે, અને કેટલીએક જગ્યાઓને તેઓનાં નામ સાથે ઓળખવામાં આવે છે. દાખલા તરીકે હામુન સરોવરની બાજુમાં આવેલાં કારકુશાહ નામના ગામને ત્યાંના લોકો ગરસાસ્પના નામથી ઓળખે છે, કે જે નામ પહેલા અસલી ઇરાની પહેલવાન કેરસાસ્પનાં નામનું બગડેલું રૂપ છે. એજ મુજબ એક બીજી દંતકથા પ્રમાણે, સહકુહા નામની જગ્યાની ઉત્તર પશ્ચિમે અઢી માઇલ દૂર આવેલાં અસલી કિલ્લાનાં ખંડિયેરને ત્યાંના લોકો પહેલવાન સામ ઉપરથી કલે-એ-સામ કરી કહે છે.

ઇ. સ. ૬૪૨ માં અરબોએ ઇરાન જીત્યા પછીથીબી ઘણો વખત વેર સીસ્તાનમાં જરથોશ્તી ધર્મ ચાલુ હતો. તેનું મુખ્ય કારણ એ કે આ મુલક છેક ઇરાનની પૂર્વે રેતીના મોટાં મોટાં બીયાબાનોથી ઘેરાયલો છે, જેથી છેક પશ્ચિમ ઇરાનથી અરબોને ત્યાં ચાલુ હુમલાઓ લઇ જવાનું મુશ્કેલ થઇ પડતું હતું. હજી પણ ત્યાં પાછળા વખતનાં ભાંગેલી દિવાલો સાથનાં દખમાઓના ખંડિયેરો જોવામાં આવે છે, જે ઉપરથી પૂરવાર થાય છે કે આજથી માત્ર થોડી સદીઓ આગમચ પણ ત્યાં જરથોશ્તીઓ વીખરાયલી હાલતમાં વસવાત કરતાં હતાં.

## મુસાફરીની મુસીબત.

કીમ્મક ગામ છોડયા પછી અમે આજુબાજુનો દેખાવ નીહાળતા દેહબઝી તરફ આવી લાગ્યા, જે વખતે સૂરજને અસ્ત પામવાને લગભગ દોઢ કલાક બાકી હતો. આ ગામનાં પાણીની કારેઝ અમારા રસ્તામાં આવી, જે ઉંડી હોવાથી અમારા જાનવરો અંદરથી જઇ શકયાં નહિં. અમોએ ઘણીબી તલાસ કીધી કે કેઠે પૂલ બાંધ્યો હશે પણ ફોકટ. લાચારીએ બીજો રસ્તો બીયાબાનનો પકડવો પડયો. આ વખતે મેં મારી સાથના અમનીયહ તથા ગાઇડને ખુલ્લું જણાવ્યું હતું કે, હું ત્રણ દિવસની ચાલુ સવારીથી તદ્દન થાકી ગયો છું, તેથી જે બીજે રસ્તે તમે જવા માંગતા હોવો તે રસ્તો જો લાંબો હોય તો, આ ગામનાં માણસો પાસે કારેઝ ઉપરથી પસાર

થવાની ગોઠવણ કરાવવાને હું પૈસા ખરચવા તૈયાર છું. પણ અમનીચહ તરફથી જવાબ મળ્યો કે બેઉ રસ્તા લગભગ એક સરખા છે કે મેં નવે રસ્તે તેઓ સાથે હંકારયું. એમ કરતાં અમો દેહગોરી નામનાં મોટા ગામ આગલ આવી લાગ્યા, જ્યારે સૂરજ તરતનો અસ્ત પામ્યો હતો. આ ગામમાં મારા ખચ્ચરે કોઇનાં ઘેરનાં વાડાનો દરવાજો ઉગાડો જોયો કે તરતજ તે પૂર જોશથી દોડી તેમાં ભરાયૂં, જેમ કરતાં દરવાજો નાનો હોવાથી મને માથામાં વાગ્યું, અને નીચે જમીન ઉપર હું પટકાઇ પડયો. વાડામાં ભરાવાનું કારણ એ કે તે જાનવર પણ હવે થાકેલું હોવાથી તે દિવસે વધારે મુસાફરી કરવા માંગતુ ન હતું. સારૂં થયું કે તે વખતે મેં મારા પગો પાવડામાં ખોસેલા ન હતા. મારી સાથવાલાઓ જરા દૂર હોવાથી ગલીમાં શું બન્યું તેની તેઓને ખબર ન હતી. લોકો દોડી આવ્યા કે હું તરતજ ઉભો થયો. ખોદાની મહેરથી મને કશી પણ ઇજા થઇ ન હતી. એ રીતે મેં બે વખત મારા ખચ્ચર ઉપરથી સીસ્તાનની જમીન માપી હતી, અને એક વાર કારેઝ ઓળંગવા ભુસ્કો મારવા જતાં હું પાણીમાં પડયો હતો. અહિંથી અમો રેતીનાં બીયાબાનમાં દાખલ થયા. આ વખતે અંધારૂં થયું હતું, અને નાની નાની કારેઝો આવતી કે હું હવે જાનવર ઉપરથી ઉતરવાને બદલે બેસીનેજ પસાર કરતો હતો, જે વખતે થંડા પાણીમાં વારંવાર પગો ભિંજાઇ જતા હતા. જેમ જેમ રાત વધતી ગઇ તેમ તેમ પવન જોરથી ફુંકાતો હતો, પણ પેલા બીયાબાનનો છેડોજ ન આવે. હું અતિશય થાકી ગયો હતો, અને આ પહેલીજ વાર હું મારા ગાઇડ તથા અમનીચહ સાથે ખફા થયો, અને તેઓને ઠપકો આપ્યો. હવે મારો ગાઇડ મને થંડે કલેજે કહેકે હું આ રસ્તે પહેલોજ આવ્યો છું. જે સમજી મને ભારી ગુસ્સો ઉપજ્યો, તેટલું છતાં કશું પણ બોલવામાં મેં સાર જોયો નહિ. આવા બીયાબાનમાં રાતની વખતે કરૂંબી શું ! મને ઇરાનની મુસાફરીઓમાં મળેલા અનુભવ ઉપરથી લખું છું કે એ લોકો પોતે ખડતલ હોવાથી તથા તેવી રીતોની આદત તેમને પડેલી હોવાથી, આપણનેબી તેવાજ સમજી આપણી ઉપર પડતી મુસીબતોની તેઓ જરાપણ કદર કરી શકતા નથી. એ કારણસર આપણને તેઓ સાથ હુશ્યારીમાં રહેવું પડે છે.

આખરે અમો જોતેક ગામ આગલ આવી લાગ્યા કે મને જરા ધીરજ આવી, કારણ કે મને તો એમજ લાગતું હતું કે જ્યાં છે ત્યાં આ અમનીચહ રસ્તો ભૂલી જઇ ભલતેજ રસ્તે લઇ જતો હતો. આવા બીયાબાનમાં રાતને વખતે ફુંકાતા થંડા પવનમાં રસ્તો કાપતા કાપતા છેક દસ વાગે દૂરથી શહેરનાં કુતરાઓનો ભસવાનો અવાજ મારે કાને પડયો કે મને ધીરજ આવી. એટલું ઠીક કે રાત ચાંદરણી હતી. સીસ્તાન દેશની ધૂળ, રેતી અને ફુંકાટા પવનમાં ચાલૂ ચાર દિવસની લગભગ ૮૦ માઇલની થાકવી નાંખનારી મુસાફરી કરી હું સહીસલામત પાછો નસીરાબાદ શહેરમાં મારા મિત્રને ઘરે આવી પહોંચ્યો.

આખા ચાર દિવસની મુસાફરીમાં ઇરાની સરકારે મારી સેવામાં સોંપેલા ઘોડેસ્વાર અલી દેરાખાને, જો કે ઉપર જણાવ્યા પ્રમાણે અંજાણ-પણામાં મને કાંઇક ખફા થવાનું કારણ આપ્યું હતું, તેટલું છતાં સામટી રીતે જે તારીફલાયક વર્તણુંક ચલાવી હતી, તે ઉપરથી મને ઇરાની લશ્કરની ડિસીપ્લીનનો બહુ અચ્છો ખ્યાલ આવ્યો છે. ઘરે પૂગ્યા પછી તરતજ અલી દેરાખાનનો ઉપકાર માની તેને લાયકનું ઇનામ આપી વિદાય કીધો.



# પ્રકરણ ચોથું.



## ઇરાની સીસ્તાનની બીજી જોવાલાયક જગ્યાઓ.



### કુહે ખાજાનો પવિત્ર ડુંગર.

નસીરાબાદ શહેરની દક્ષિણ પશ્ચિમે લગભગ ૨૦ માઇલ દૂર એકાંતમાં કુહે ખાજા નામની સપાટ ટેકરી આવેલી છે, જે લગભગ ૪૦૦ ફીટ ઉંચો છે. આ ટેકરીની અતરાફમાં અને આ ટેકરીને પોતાની અંદર સમાવી દેતું અસલ એક કિલ્લેબંધીવાળું મખ્યાત શહેર હતું, તેનું નામ કૂખોઅર્દ હતું. 'કૂખો' એ શબ્દ એ બાજુ અસલ વસતી 'કુખ' નામની જાણીતી પ્રજાના નામનું બગડેલું સ્વરૂપ છે; જ્યારે 'અર્દ' એ કિલ્લેબંધીવાળાં શહેરોને ઓળખવા માટે તેવાં શહેરોનાં નામો આગલ મેલવામાં આવતા પુરાતણ ઇરાની શબ્દ 'ગર્દ'નું બગડેલું રૂપ છે. જેથી 'કૂખોઅર્દ' નો ખરો અર્થ 'કુખ પ્રજાનું કિલ્લેબંધીવાળું શહેર' એમ થાય છે. એ અસલ કૂખોઅર્દ નામ બગડીને કૂહખોઅર્દ થયું, જેણે આખરે કૂહે ખાજાનું વધુ બગડેલું રૂપ ધારણ કીધું. એ કુખ પ્રજા હાલ પણ સીસ્તાનમાં વસે છે.

તમામ ઇરાનમાંના હાલનાં લોકોની અજ્ઞાનતાને લીધે અસલી જગ્યાઓને વિચિત્ર નામોથી ઓળખવામાં આવે છે, તેમજ તેમનાં મૂળ વિષેની હકીકતો વિચિત્ર જેવી આપવામાં આવે છે. એનો એક દાખલો નીમરૂઝની બાબદમાં આપણે આગલ જોઇ ગયા છીયે; અને તેથી એજ પ્રમાણે કુહે ખાજા નામના મૂળ સંબંધી પણ એવીજ ભલતી વિગત આપણને આપવામાં આવે છે, કે એ શહેરનું નામ ખાજા સરાસરીર નામના કોઇ આગલા પવિત્ર પૂરૂષનાં નામ ઉપરથી પડયું છે, કે જે ખાજા ઇબ્રાહીમની ઔલાદથી સીધો ઉતરી આવેલો માનવામાં આવે છે, અને તેનીજ કબર એ ટેકરીને મથાળે આવેલી કહેવાય છે. અલબતાં કહેવાની કશી જરૂર નથી કે આ હકીકત માનવા જેવી નથી, તે શરૂઆતમાં જણાવેલી ખરી વિગત ઉપરથી સમજાશે.

કૂખોજહ'નાં શહેરની આ ટેકરી ઉપરનાં અસલી કિલ્લાનું ખંડિયેર હાલ પણ નજરે પડે છે, કે જેની બહારની દિવાલો છેક હામુન સરોવરનાં પાણીની અંદર વેર ઉતરેલી છે. હવે જ્યારે હામુનમાં હેલમંદ નદીનાં પાણી ધસી આવે છે, ત્યારે આ ટેકરીનો દેખાવ એક ટાપુ જેવો થઇ જાય છે, અને તે તરફ જવું મુશ્કેલ થઇ પડે છે. આગલા મુશ્કેલીનાં વખતમાં લોકોની સલામતી માટે એ કિલ્લો ઘણો મદદગાર થઇ પડેલો હોવો જોઇએ. પાછળથી સીસ્તાનીઓ પોતાનાં શહેર ઉપર બહારથી આવતા હુમલાઓ વખતે આ ટેકરી ઉપર આસરો લેતા હતા. આ ટેકરીનાં ઢળાણ ઉપર કિલ્લાથી લગભગ ૨૦૦ ફીટ નીચે કૂખોજહ'નું શહેર ફેલાયલું હતું.

એવું કહેવામાં આવે છે કે તે શહેર એટલું તો પુરાણું છે કે રૂસ્તમના ઝમાનાની અગાઉ તે બંધાયલું હતું, અને એવી કથા છે કે એજ શહેરનાં પુરાણા કિલ્લામાં તેની શાહ કકે કૂહઝદને ઝાબુલેસ્તાનના પાદશાહ સાથે મીનાકેસો થયો, ત્યારે જેહાન પહેલવાન રૂસ્તમની બચપણની બહાદુરી અને કુશળતા એજ શહેર અને કિલ્લા ઉપરના હુમલાઓ વખતે જાહેરમાં આવી હતી; અને તેની સાબેતી એ ઉપરથી દીસે છે કે એ કિલ્લાને રૂસ્તમે જીત્યા પછી તેને એનું નામ મળેલું હોય કરી એ કિલ્લાને હાલમાં કલ્લે-એ-રૂસ્તમ એ નામે પણ ઓળખવામાં આવે છે.

એજ ટેકરી ઉપરનાં એક નાની ઇમારતનાં ખંડિયેરને 'ચેહેલ દોખતરાન' એટલે ચાલીસ છોકરીઓની જગ્યા તરીકે ઓળખે છે. ચેહેલ દોખતરાન નામથી ઓળખાતી ઝીયારતગાહો કાંઇ ખાસ અહિંયાજ નહિ પણ ઇરાન અને અફઘાનીસ્તાનના બીજા ભાગોમાં પણ જાણીતી છે. એ નામથી ઓળખાતી ઝીયારતગાહો વિષે એવું જણાવવામાં આવે છે કે એક વેળાએ ચાલીસ છોકરીઓની એક ટોળી બહાર જતી હતી, તે વખતે કેટલાએક બદમાશોએ તેઓની પુંઠ પકડી હતી. જ્યારે તે બદમાશો છોકરીઓને પકડી પાડવાની અણી ઉપર હતા, તેજ પળે તે જગ્યા ફાટી, અને તે ફાટની અંદર તેઓ સઘળી ગરક થઇ ગઇ, અને એ રીતે ખોદાએ તેઓની ઇઝટ બચાવી. એવીજ રીતના ઇસારાઓ સાથની ઇરાનનાં છેલ્લા પાદશાહ યઝદગર્દ શહેરયારનાં બચ્ચાંઓની ઝીયારતગાહો યઝદ શહેરની એતરાફમાં જોવામાં આવે છે.

## વિચિત્ર કબરો.

આ પહાડને મથાળે જમીનથી ત્રણ ફીટ ઉંચી પથ્થરની બાંધેલી કબરો આવેલી છે, જેઓને ઉપરથી પથ્થરની લાડીઓથી ઢાંકવામાં આવેલી છે. આ કબરો ઉપરની લાડીઓ ખીસાડતાં સુવેલાં માણસોનાં હાડકાં મળી આવે છે, જે ફક્ત થોડીએક ધૂળથી ઢંકાયલાં હોય છે, અને કેટલાક દાખલાઓમાં લાસને પહેરાવેલાં કપડાંના ટૂકડાઓ પણ મળી આવે છે; જે ઉપરથી દીસે છે કે એ કબરો ઘણી પુરાણી હોય નહિ. લાસ અને કબરનાં મથાળાની વચ્ચે આસરે એક ફૂટની જગ્યા ખાલી રાખવામાં આવેલી છે. કેટલેક ઠેકાણે તો એક સરખું આખું બાંધકામ કરી વચમાં અકેકી લાસ રહે તેવી રીતે ગાળા ભરી લીધેલા છે. જે પ્રકારની આ કબરો છે તે ઉપરથી આપણને માનવાને કારણ મળે છે કે, સાધારણ કબરો અને અસલ દોખ્મેનશીનીના રેવાજની વચ્ચેનો કોઇ રસ્તો લેવાનો એ યત્ન હોય. યઝદ શહેરની આસપાસના ગામોમાં રહેતા જદીદોની (ઇસ્લામી ધર્મમાં તરતના દાખલ થયેલા લોકોની) જે કબરો મેં જોઇ હતી, તે એવાજ પ્રકારની હોવાથી, આપણને માનવાને ખાસ કારણ મળે છે કે, આ કુહે ખાજા ઊપરની કબરો પણ પાછળા વખતના ઇસ્લામી જરથોશ્તીઓની હોવી જોઇએ.

આ પહાડનાં મથાળા ઉપરથી આજુબાજુએ ઘણોજ સરસ દેખાવ નજરે પડે છે, અને મુખ્ય કરીને ઉત્તર દિશા તરફથી હામુન સરોવરનો ઠેઠ વેરનો દેખાવ નજર આવે છે. દૂરથી આ ટેકરીનો ઉપરનો ભાગ સપાટ જમીન જેવો લાગે છે.

## કારકુશાહનું પુરાતણ આતશકદેહ.

સીસ્તાનની હાલની રાજ્યધાની નસીરાબાદની ઉત્તર પૂર્વે લગભગ ૧૭ માઇલ દૂર મીયાન કંગી નામના પ્રાતમાં કારકુશાહ નામની એક ટેકડી આવેલી છે. મીયાન કંગી હામુન સરોવરની નજદીકમાં હોવાથી રેલના પાણી ત્યાં ફરી વળે છે, તથા તેમેરીસ્ક નામના લગભગ ૨૫ ફીટ ઉંચા ઝાડો ગીચોગીચ ઉગેલાં છે. ત્યાં એ જગ્યા ઉપર બારેજી લોકો વસ્તા હતા, જેઓ વણકરનો ધંધો કરતા હતા. આ જગ્યામાં ઘણાએક અસલી ખંડિયેરો જોવામાં આવે છે, જેમાં એક ટેકરી ઉપર અસલી ઇમારત ભાંગેલી હાલતમાં ઉભેલી છે. આ ઇમારતના બાંધનીમાં ૨૦ ઇંચ લાંબી, ૧૪ ઇંચ પહોળી તથા ૪ ઇંચ જાડી

પકવેલી ઇંટો કામમાં લેવામાં આવી છે. આવી અસાધારણ મોટી ઇંટો સીસ્તાનના કોઇ પણ બીજા ખંડિયેરમાં જોવામાં આવી નથી, અથવા ખોદકામ કરતાં મળી આવી નથી. તે ઉપરથી માનવાને કારણ મળે છે કે તે ઇમારત ઘણા પુરાણા ઝમાનાની હોવી જોઇએ. આ જગ્યાને સીસ્તાનીઓ પહેલવાન કેરસાસ્પના બગડેલાં નામ ગરસાસ્પને નામે ઓળખે છે, અને કહે છે કે આ ઇમારત પહેલવાન ગરસાસ્પના વખતમાં બંધાયલી હોવી જોઇએ, કે જે વખતમાં આવી મોટી ઇંટો ત્યાંના લોકો પોતાના સામાન્ય ભારી કૌવતને લીધે સહેલાઇથી વાપરી શકતા હતા.

જાણીતા તવારીખનવેશો મા:સુદી, ઇસ્તખ્રે તથા કાસવીની લખી જણાવે છે કે ઇરાન દેશના પુરાણા ઝમાનાના નામીચા આતશકદેહો-માંનું કેરાકરકાન નામનું ત્રીજુ આતશકદેહ કારકુયેહમાં આવેલું હતું, જે શાહ ગુશ્તાસ્પના છોકરા અસ્ફન્દયારના બેટા બહમને સ્થાપ્યું હતું. તે પવિત્ર આતશનાં માનની નિશાનમાં આ જગ્યાને તે વખતે શાહનો એલકાબ આપી તેને કારકુશાહના નામથી બોલતા હોવા જોઇએ.

પહલવી કેતાબ શત્રોઇહા-એ-ઇરાન પ્રમાણે ઝરન્જનાં દેશમાં મીનો કરકો આતશ બરપા કરેલા હતા, જે બનવાજોગ છે કે કારકુ-યેહના આતશકદેહમાં બરપા થયલાજ આતશ હોય, અને કરકો નામ ઉપરથીજ કારકુયેહ નામ પેદા થયલું હોય. નામીચો લખનાર કાઝવીની જે ઇ૦ સ૦ ૧૩ મી સદીના પાછળા ભાગમાં થઇ ગયો છે, તેના લખવા પ્રમાણે તો તેના વખતમાં પણ એ પવિત્ર આતશ હૈયાત હતા, અને ત્યાં પદાન બાંધેલા મોબેદો ચાંદીનાં ચીપીયાઓથી આતશને કાઠી આપતા હતા.

### કુનદ્રક તથા અલ્લાહુાબાદના ખંડિયેરો.

કુનદ્રક જે ઇ૦ સ૦ અઢારમી સદીની શરૂઆતમાં સીસ્તાનની રાજ્યધાની હતી, તે એક કિલ્લેબંદી શહેર હતું, કે જેમાં મોટી મોટી ઇમારતોનાં ખંડિયેરો જોવામાં આવે છે. શહેરના બચાવને સારૂ બાંધેલા મીનારો ભાંગેલી હાલતમાં ઉભા છે. આ ખંડિયેર નસીરાબાદની દક્ષિણે લગભગ દસ માઇલ દૂર આવેલું છે. કુનદ્રક પડી ભાંગવા પછી અલ્લાહાબાદ રાજ્યધાની શહેર બન્યું, પણ તેનો દેખાવ હાલતો એક શહેરને બદલે એક મોટાં ગામડાં જેવો લાગે છે. આ ખંડિયેર

સીસ્તાનની હાલની રાજ્યધાની નસીરાબાદ શહેરની પૂર્વ પશ્ચિમે લગભગ છ માઇલ દૂર આવેલું છે.

બીજી જોવા લાયક જગ્યાઓમાં અફઘાન સીસ્તાનમાં આવેલો લાશ-જુવેનનો પ્રાંત કે જે હોકતને નામે પણ જાણીતો છે, તે પ્રાંતમાં તેજ નામનાં આવેલાં લાશ અને જુવેનનાં શહેરો, શહેરે સરોતાર, નાદેઅલી, ચાકાનસૂરક, કલે-એ-ફતહ વગેરે છે. આ જગ્યાઓમાં જુના કિલ્લા તથા ઇમારતોનાં ખંડિયેરો આવેલાં છે. કમનસીબે અફઘાનીસ્તાનમાંની એ વખતે ચાલતી ભારી અશાંતિને લીધે મારાથી સીસ્તાનને લગતા એ અફઘાન પ્રાંતોમાં જઇ શકાયું હતું નહિ.



G. P. TATE.

**અફઘાન સીસ્તાનમાં આવેલા કિલ્લાનો દેખાવ.**

An old Fort in Afghanistan Seistan.

قلعهٔ قدیمی در سیستان افغان

# પ્રકરણ પાંચમું.



## પાછા નસીરાબાદમાં.

શહેરમાં જ્યારે હું શરૂઆતમાં મારા મુસાફરીના યુરોપીઅન પોષાકમાં એકલો ફરવા નીકળતો, ત્યારે મારા પોષાક ઉપરથી ત્યાંના લોકો મને ખ્રિસ્તી સમજી મારી ગમ ટીકી ટીકીને જોતાં હતાં. હું જેને ત્યાં ઉતરેલો હતો તે ગાલીચા, ઘઉં, ઉન વગેરેનો વેપારી હતો, અને બજારમાં તેની પેઢી હતી, જ્યાં હું અવારનવાર બેસતો હતો. એ ઉપરથી મને પણ તેઓ વેપારી સમજ્યા, પણ પછી ઓળખાણ પીછાણ પડતાં જ્યારે તેઓએ જાણ્યું કે હું હિંદુસ્તાનનો જરથોશ્તી છું, અને એક મુસાફર તરીકે અહિંયા આવ્યો છું, ત્યારે તેઓ અચરત થઇ કહેતાં હતાં કે, અહિંયા એવું તે શું જોવાનું છે કે હિંદુસ્તાન જેવા દૂર દરાજ મુલકમાંથી મને અહિંયા ખાસ આવવું પડયું. શહેરમાં એક પણ હોટેલ નથી યા ઇરાની જરથોશ્તીનું ઘર નથી કે જેથી મારા જેવો મુસાફર ઉતરી શકે. સીસ્તાનમાં મારો વિચાર લાંબો વખત વેર રહેવાનો હોવાથી હું દર શુક્રવારે મારા વેપારી મિત્રને મારા ખાધા રહેવાના ખરચ તરીકે એક સારી જેવી રકમ જબરીથી તેના હાથમાં મૂકતો હતો. એક દિવસે તક મલતાં મારા સંબંધમાં તેનાં દિલની ઇચ્છા જાણવા મેં જણાવ્યું કે, 'મારે લીધે તને અગવડ ખમવી પડે છે તેથી હવે હું જવાનો વિચાર રાખું છું"; જો કે મને તે વખતે સીસ્તાન મુદ્દલ છોડવા ગમતું ન હતું. તેણે મને સાફસાફ પોતાનો હેતુ પરખાવી દીધો કે તે મને વધુ વખત રહેલો જોવા ખચ્ચીતજ રાજી હતો, એટલે હું નીરાંતે એક મહિનો વેર રહ્યો, વળી જો એક સારી જેવી મોટરમાં પાછું દોડદાબ ફરવાને મારૂં મન લલચાતે નહિં તો હું હજીબી લાંબો વખત વેર ત્યાંજ રહેતે.

જે નાના ઓરડામાં મને ઉતારો આપવામાં આવ્યો હતો તે મારા મિત્રની ઓફીસ જેવું હતું. રાતને વખતે કામકાજને સારૂં માણસો સાથે વાત કરતાં તથા કાગળ પત્રો અને હિસાબ કેતાબ લખતાં

લગભગ દસ વાગતા હતા. એ દરમ્યાન સળગાવેલા સમાવરમાંથી ચાની પ્યાલીઓ ફરતી હતી, અને ત્યાર પછીજ અમો એક સુફરેહનું ખાણું ખાતા હતા. કોઇ કોઇ વખત ઘણો થાકેલો હોવું તો હું મારી એક ઉંઘ પણ જમવાની અગાઉ ખેંચી કાહાડતો. બપોરના દોઢ વાગેના ખોરાક પછીનું આ રાતનું ખાણું હતું, જ્યારે સવારે નાન સાથે ત્રણ ચાની પ્યાલીથી (ફેનજાન) સંતોષ રહેવું પડતું હતું.

જ્યારે હું મુંબાઇથી ઉપડયો ત્યારે સીસ્તાન દેશ સાથે મશદ શહેર પણ જોવાની મારી ખાસ નેમ હતી. તે એટલા વાસ્તે કે મશ-દથી છ માઇલ દૂર હજીબી તૂસ નામનું ગામ આવેલું છે, જ્યાં આપણા નામીચા શાએર ફિરદોસી તૂસીનો ઇ૦ સ૦ ૯૪૧ માં જન્મ થયો હતો, અને ત્યાંજ તેને ઇ. સ. ૧૦૨૦ માં દફનાવવામાં પણ આવ્યો હતો. મારી મતલબ તે ગામની આજુબાજુ ફરી, શોધખોળ ચલાવી, આ ભલા શાએર વિષે બીજી વધુ વિગતો એકઠી કરી જાહે-રમાં લાવવાનો હતો. શરૂઆતમાં જ્યારે હું દોઝદાબ આવ્યો હતો, ત્યારે મેં મશદ જવા વિષે પણ પૂછપરછ કરવા માંડી. મીં૦ બેલશેલ નામનો રશીયન જે પોતાની લોરીસોમાં વેપારીઓનો માલ દોઝદાબથી મશદ લાવ લઇજા કરતો હતો, તેણે મને જણાવ્યું કે દોઝદાબથી મશદ ૬૦૬ માઇલ દૂર છે, જ્યારે બીરજંદ શહેર બરાબર વચ્ચે આવેલું છે. આ વખતે તે ઉપડવાની તૈયારીમાં હતો, પણ મારો વિચાર પહેલાં સીસ્તાન દેશ જોઇ આવવાનો હતો, તેથી તે વખતે મેં ના પાડી. હવે જ્યારે હું સીસ્તાનમાં હતો ત્યારે ત્યાંથી કોઇ માલવાલી લોરીસ મશદ જવાની હોય તો તેમાં ગોઠવાઇ જવાનો મારો વિચાર મેં મારા મિત્રને જણાવ્યો. તેણે જણાવ્યું કે મશદ જતી માલ સાથની લોરીસો હંમેશા દોઝદાબથીજ ઉપડે છે, એટલે સીસ્તાનથી આગલ વધવાને બદલે પાછું દોઝદાબ જવું પડયું.

## સીસ્તાનમાં શાહનામાનું વાંચણ.

એક દિવસની સાંજે ફરતાં મેં મારા મિત્રને જણાવ્યું કે મને શાહનામા સાંભળવાનો શોખ થાય છે, તેથી કોઇ ખાસ વાંચવાવાળો હોય તેને રાત્રે બોલાવવો. આ ઉપરથી બીજે દિવસની રાત્રે એક માણસ બગલમાં જૂનું શાહનામુ લઇ ઘરે આવ્યો. પહેલાં તો અમો તેની સાથે ફિરદોસી અને શાહનામા વિષે વાતચીત ચલાવવા તથા

બેતો બોલવા લાગ્યા. ત્યાર પછી તેણે બોચ ચઢાવી, જેમ કેટલીએક ચીનાઇ સબીઓમાં કાચ ઉપર પહેલવાનોને ગુઠણુ ઉપર બેઠેલા ચીતારેલા છે તેમ પોતે બેસી, જેહાન પહેલવાન રૂસ્તમ અને અશ્કબૂસની લડાઇનું બ્યાન એટલા તો શૂરથી વાંચવા માંડયું કે સઘળા હાજેર રહેલાઓ તદનજ ચૂપ બેસી સાંભળતા હતા. આ માણુસના ગાવાની ઢપછપથી મારા મન ઉપર ઘણી અસર થઇ હતી.

## ફિરદોસીનું રૂસ્તમને સ્વપનામાં જોવું.

આ દાસ્તાન પૂરૂં કીધા પછી તે બોલ્યો કે નામોચો શાએર ફિરદોસી તુસી ગઝનવીના હાકેમ માહમૂદ શાહની દરબારમાં રહી ૬૦,૦૦૦ ફારસી બેતબાજીમાં ઇરાનનાં આપણા અસલી પાદશાહ પહેલવાનોની તવારીખી કેતાબ શાહનામહ લખતો હતો, ત્યારે તે પાદશાહનો વજીર હસન મયમંદી ફિરદોસીની ઘણીજ અદેખાઇ કરતો હતો, અને કોઇબી રીતે ફિરદોસી કંતાળી જઇ પોતાનું માથે લીધેલું સહાસ કામ છોડી દે એવા ખ્યાલથી તે દરેક રીતે તેનાં કામમાં હરકત નાંખતો હતો. વારંવાર તે સુલતાનના કાન ભંભેરતો હતો, જેથી માહમૂદશાહ પણ ફિરદોસી તરફ અણગમો દેખાડતો હતો. વળી આવી હાલતમાં ફિરદોસીનો એક પૂરો વહાલો બેટો મરણ પામ્યો, તોપણ તેણે આ સઘળાં દુઃખોથી હિંમત હારી ન જતાં ખોદા ઉપર વિશ્વાસ રાખી પોતાનું શાહનામહ લખવાનું કામ ચાલૂજ રાખ્યું.

ફિરદોસીએ શાહનામામાં જેહાનના પહેલવાન રૂસ્તમની બહુજ તારીફ કીધી છે. એક દિવસે વજીર હસન મયમંદીના સમજાવ્યાથી પાદશાહે ફિરદોસીને તાનો મારી જણાવ્યું કે, રૂસ્તમ અને બીજાંઓએ એવાં તે શું ભારે માઅરકો કીધેલાં હતાં કે તું તેઓની આટલી બધી તારીફ લખે છે વગેરે. આથી બીચારા ફિરદોસીને બહુજ લાગી આવ્યું, અને બળાપો કીધો કે મેં શાને ખાતર આવી ઝેહમત માથે ઉઠાવી. ફીરદોસી પોતે જણાવે છે કે તેજ રાત્રે સ્વપનામાં જેહાંપહેલવાન રૂસ્તમે મને પોતાનો દેખાવ આપ્યો.

હમીન રૂસ્તમી કે મનશ દીદેઅમ-બે મરદીએ ઉરા પસન્દીદેઅમ
સરે ગેર્દ દારદ રીશે દો શાખ-કમરબન્દ બારીકો સીને ફરાખ
સેતબ્રસ્ત બાઝૂશ ચૂન રાને શીર-બરો યાલ ચૂન અઝદહાએ દલીર
બદીન ખૂબરૂઇઓ ઇન ફરરો યાલ-બગીતી નબાશદ કસ ઉરા હમાલ.

મેં તેજ રૂસ્તમને જોયો કે જેને વાસ્તે મેં મારા શાહનામામાં તારીફ કીધી છે; અને ખરેખર તેની બહાદુરી જોઇ મેં આફરીન પોકારી. તેનું માથું ગોળાકાર હતું અને તેની દાઢી બે ભાગમાં વહેંચાયલી હતી; તેની કમર પતલી તથા સીના ભરાવદાર હતા. તેની બાજુ સિંહની રાન જેવી ગંઠાયલી હતી, અને તેની છાતી દેલીર અઝદહાની છાતી જેવી ભરાવદાર હતી. તેની ગરદન, ખૂબસુરત ચહેરો તથા બોરેહ એવાં હતાં કે હું કહું છું કે દુન્યામાં રૂસ્તમનો કોઇપણ હરીફ નજ હોય.

આપણે ચિત્રોમાં રૂસ્તમની લાંબી દાઢો બે ભાગમાં વહેંચાયલી જોઇએ છીયે તે આ ઉપલી બેતોનેજ આધારે ચિતારવામાં આવી છે.

રૂસ્તમે એ રીતનો દેખાવ આપી તેણે કહ્યું કે, 'અય ફિરદોસી! તું આજે આટલો બધો નાસીપાસ કાં થયો છે? મેં એક ભારી દેવને મારયો હતો. તે દેવે એક સુનાની સાંકળી પોતાની ગરદન ઉપર નાંખેલી હતી, જે મેં ફલાણે ઠેકાણે દાટેલી હતી, તે તને તારી મહેનતના બદલામાં ભેટ આપું છું. તું તે જગ્યા ખોદીને સાંકળી કાહાડી લેજે'.

ફિરદોસીએ આ સ્વપનાની વાત પોતાના એક સાચ્ચા મિત્ર અયાઝ સિવાય બીજા કોઇ આગલ કીધી નહિ, કે રખેને બીજાઓ તેને બેઅકલી સમજે. આ અયાઝ પાદશાહનો માનીતો ગોલામ હતો.

હવે બન્યું એમ કે એક વખતે સુલતાન માહમૂદનું, જે જગ્યા રૂસ્તમે ફિરદોસીને સ્વપનામાં દેખાડેલી હતી ત્યાંથી જવું થયું, જે વખતે ફિરદોસી પણ તેની સાથે હતો. રસ્તે જતાં ફિરદોસીએ પાદશાહને પેલા સ્વપનાની હકીકત કહી સંભળાવી. જેથી પાદશાહ પોતાની ખાતરી કરવા બીજા દરબારીઓ સાથે ફિરદોસીને લઇ સ્વપનામાં જણાવેલી જગ્યાની શોધમાં ગયો. જે પ્રમાણે જેહાનપહેલવાન રૂસ્તમે જગ્યાની નિશાન આપી હતી તે જગ્યા ખોદી જોતાં એક ભારી સુનાની સાંકળી મલી આવી. આ ઉપરથી પાદશાહ અને તેના દરબારીઓ ઘણાજ અજબ થયા, અને ફિરદોસી ઉપર પાદશાહનો વિશ્વાસ પાછો વધયો. ફિરદોસીએ પોતાની ગમે તેવી મુફલેસી છતાં આ સોનું પોતાની પાસે ન રાખતાં ગરીબોમાં વેહેંચી આપ્યું., એવો તે દિલનો દેલાવર હતો.




બસી રન્જ બોરદમ દરીન સાલે સી-અજમ ઝન્દહ કર્દમ બદીન પારસી.
બનાહાએ આબાદ ગરદદ ખરાબ-ઝ બારાનો અઝ તાબેશે આફતાબ
પય અફગન્દમ અઝ નઝમ કાખે બલંદ-કે અઝ બાદો બારાન ને યાબદ ગઝન્દ.

ત્રીસ વરસો વેર અતી ઘણી રંજો ખેંચીને આ ૬૦,૦૦૦ બેતોવાલી અસલી ઈરાની પાદશાહ પહેલવાનોની તવારીખી ફારસી કેતાબ 'શાહનામુ' લખીને મેં મરણ પામેલા ઈરાન દેશને પાછો સજીવન કીધો છે. વરસાદ અને આફતાબની ગરમીથી મોટી મોટી હવેલીઓ નાશ પામશે, પણ મેં મારી કવિતાથી એક એવી બુલંદ ઇમારતનો પાયો નાંખ્યો છે કે જેને તોફાન અને વરસાદ કાંઈ પણ નુકસાન કરી શકશે નહિ.

ચુ ફેરદોસી અન્દર ઝમાનહ નબુદ-બદ આન બુદ કે બખ્તશ જવાનહ નબુદ.

ફિરદોસી જેવો ફારસી કવિ દુન્યામાં બીજો કોઈ પણ થયો નથી, પણ કમનસીબી એ હતી કે તેનું બખ્ત ઘણું બુરૂં હતું.



સીસ્તાનની આજુબાજુ ભટકતો બલુચી ટોળો.

**A Wandering Balooch Tribe in Seistan.**

Their tents are made of black fur rugs, which they carry on their backs and are therefore called in Persian Khana-ba-doosh *i.e.* house on shoulders.

ایل بلوچ که در حوالی سیستان نقل و مکان میکنند

આ પ્રમાણે તે દિવસની રાતનો વખત બસ રૂસ્તમ પહેલવાનનીજ તારીફમાં પસાર થયો, જે વખતે મને પણ શૂર આવેલું હોવાથી મેં પણ શાહનામાની કેટલીએક બેતો મ્હોડેથી ગાઇ સંભળાવી હતી.

## હુમારી મોટર મુસાફરીની હાડમારી.

દોઝદાબથી મારી સાથે આવેલો અમલદાર સીસ્તાનમાં પોતાના કામકાજને સારૂ એકાદ અથવાડિયું થોભી પાછો ઉપડી ગયો, ત્યારે હું તેને સૂર્ય અસ્ત પામતી વખતે વળાવા ગયો હતો. બીજે દિવસે બજારમાં અમારો પાછો મેલાપ થતાં હું તેને જોઇ હેરત પામ્યો. તેણે મને જણાવ્યું કે શહેરથી ચાર માઇલ દૂર નુરાબ નદીમાં લારીસ ચીટકી બેઠી, અને રાત્રે તે પગે ચાલી પાછો શહેરમાં આવ્યો. પ્રિય વાંચનાર ! શું ધારયું ? એતો અહિંના રસ્તાજ તેવા અને આવા અકસમાતો તો સાધારણ કહેવાય. મારા સારા નસીબે બન્યું એમ કે દોઝદાબથી સીસ્તાનની બેન્કના મેનેજરની બૈરી લઇને એક મોટર આવી, જે પાછી દોઝદાબ જવાની હતી, તેથી તેનો શોફર ઉતારૂઓની તજવીજમાં હતો. એક દિવસે મારા મિત્રની પેઢી ઉપર મને બેઠેલો જોઇ તે દોઝદાબ જવા વિષે પૂછવા આવ્યો, અને મહા મુસીબતે ભાડું નક્કી કરી ગયો. તેને બધા મલી પાંચ ઉતારૂઓ એકઠા કરવાના હતા. એમ કરતાં અથવાડિયું પસાર થઇ ગયું અને એક દિવસની સવારે ઓચિંતી ખબર મળી કે મારે ઉપડવાને તૈયાર રહેવું. મુંબાઇથી હું આટલો બધો ખરચ કરી સીસ્તાન આવેલો તે માત્ર એક મહિના પછી પાછો ફરવા ગમે નહિ; પણ થોડા દિવસ આગમચ દોઝદાબથી એક જૂની મોટર જે ત્રીજે દિવસે જેમ તેમ નસીરાબાદ આવી હતી તેની, તથા મારા અમલદાર મિત્રની કહાણીથી વાકેફ થયલો હોવાથી હવે હું આવી સારી મોટરમાં જવાને તૈયાર થઇ ગયો. મારા મિત્રથી છુટો પડવાથી જેટલો હું દલગીર થયો હતો તેટલાજ પ્રમાણમાં તે પણ ગમગોન દેખાતો હતો, પણ આવી સારી મોટર પાછી જવલ્લેજ મળે એવું સમજીનેજ તેણે મને જવાની રજા આપી.

મારી ઘણી ખરી સુખી સાંજે હું શહેરના પશ્ચિમે આવેલા દરવાજાની બહાર નીકળી ખેતરોમાં ફરવામાં પસાર કરતો હતો. એક બાજુથી સૂર્ય અસ્ત પામતી વખતે દૂર આવેલી કુહે ખાજાની

સપાટ ટેકરીની આજુબાજુનો સુંદર કુદરતી દેખાવ, બીજી બાજુથી ખેતરોમાં ચરીને શહેરમાં પાછાં ફરતાં ગુસફંદ અને ગાયઢોરનો મનોરંજક દેખાવ, ત્રીજી બાજુથી પડેલી વંજારોનો ઉંટો ઉપર અસબાબ પાછો બાંધતી વખતની ગડબડ તથા ગાવાનો અવાજ, તથા એકેકની પછવાડે ચાલતા ઉંટોની લંબાયલી હારનો દેખાવ, એ સઘળું જ્યાં સુધી હું આવી કોઇ બીજી ઇરાનની સફરે પાછો જઇશ નહિં, ત્યાં સુધી આ સીસ્તાનની પવિત્ર ખાક ઉપરના દેખાવો મારા મનમાંથી દૂર થવાના નથી.

જે માણસે કાંઇ પણ ઓળખાણ પીછાણ યા કોઇ રીતના સેફારેશનામા વગર પોતાનાં ઘરમાં આવવાનું ઇજન કરી, એક મહિનો વેર રાખી જે રીતની ઉત્તમ પરોણાગત કરી, ત્યાંના બીજા વતનીઓમાં મારે વાસ્તે સારો છાપ બેસાડયો હતો, તેવા મિત્રનો આ તકે હું જેટલો આભાર માનું એટલો ઓછો છે. છુટા પડતી વખતે મારા મિત્રને બહુજ લાગી આવ્યું હતું, તથા તેના દસ અને બાર વરસની ઉમરના બે છોકરાઓની આંખમાં તો આંસુ આવી ગયાં હતાં, કે જેઓને હું રાતની વખતે અંગ્રેજી શીખવતો હતો.



# પ્રકરણ છઠ્ઠું.



## વળતી મુસાફરી.



### સીસ્તાનથી ઉઠાંગરી.

નસીરાબાદથી અમારી મોટર સવારે ઉપડેલી તે સડસડાત દોડવા લાગી. શોફર શીખ જાતનો એક ચાલાક જવાન્યો હતો, જે મારી સાથે હિંદુસ્તાની બોલીમાં વાત કરી મને દરેક રીતની સગવડ આપતો હતો, કારણ કે મેં તેને પહેલાંથીજ ઇનામ આપવાની કબૂલાત આપી હતી. મારી સાથે મોટરમાં ખવાસના મુલકનાં બલૂચીઓ સામે તરતનો લડી આવેલો ઓફીસર અને સારજંત તથા બીજા બે સરકારી અમલદારો તેઓના સામાન સાથે હતા. જે દિવસે અમો ઉપડયા તે દિવસે આકાશ ઘેરાયલું હોવાથી મેં પછવાડેનીજ બેઠક પસંદ કીધી હતી. જોકે ત્યાં બેસવાની ઘણી અડચણ પડતી હતી. રસ્તે કોઇ કોઇ વાર અમો પોલીસ થાણા આગલ થોભી દમ ખાતા હતા. મોટરમાં આખે રસ્તે આપસઆપસમાં ખુબ વાતચીત ચાલતી તથા ગીતો ગવાતાં, જે સાંભળી મને પણ સોવાઇ જતું હતું. એમ કરતાં સાંજે કલે-એ-રૂસ્તમ તરફના રસ્તા આગલથી પસાર થઇ રાત્રે હોરમકમાં આવી બે કલાક થોભ્યા, જ્યાં અમો ખાવાનું ખાઇ તથા ચા પી તાજા થયા. અંધારી રાત્રે ફુંકાતા થંડા પવનમાં પહાડી રસ્તો ઓળંગી છેક ત્રણ વાગે દોઝદાબ શહેરમાં આવી મેં મારા મિત્રનાં ઘરનો દરવાજો ઠોકયો, જે વખતે જોકે ચાલૂ મુસાફરીથી હું થાકી ગયલો તથા ઠંડીથી અકડી ગયલો હતો, તોપણ હવે પછી સુખેથી રહેવા ખાવાની જગ્યા ઉપર પાછો આવવાથી ખુશાળી લાગતી હતી.

### દોઝદાબ.

દોઝદાબમાં પાછો ફરયા પછી જેમ બને તેમ ઝડપથી મેં મશદ જવાનો વિચાર કીધો. એ માટે હું તે તરફ જતી માલથી ભરેલી લોરીસની તજવીજમાં રહ્યો, પણ મારા કમનસીબે મને તેવી એકાદ પણ લોરીસ મળી શકી નહિ એટલે મને દલગીરી ઉપજી. હવે શિયાળોબી

શરૂ થયલો હોવાથી મશહદ તરફ જવાને સાફ બીચાબાનમાં ૬૦૬ માઇલ જેટલી લાંબી મુસાફરી કરવાનો વિચાર મેં છોડી દીધો.

દોઝદાબમાં હું એક અથવાડિયું થોભ્યો, જે દરમ્યાન પેલા મેહેરબુલી અમલદારની મહેરબાનીથી મને સઘળા આગેવાનો સાથે દોસ્તી પડી, અને બાજે વખત તેઓમાંના કેટલાએકો સાથે આપણા જરથોશ્તી ધર્મની બાબદ સમજાવવામાં હું ગુંતાયલો રહેતો હતો, એટલી તેઓમાં ઉલટ દીસતી હતી. ટુંકમાં કહું તો દોઝદાબમાં હું તમામ વખત રોકાયલો રહેતો હતો.

અહિંયા શેઠ જમશીદ ખોદારામ નસરાબાદીએ રૂપ્યા અઢી હઝાર ખરચી બ્યાબાને જેહાનબાની નામના રસ્તા ઉપર એક મુસાફરખાનું 'મુસાફરખાને-એ-જરદોશતીઆન-એ-દોઝદાબ બાંધ્યું છે, જે આવતા જતા જરથોશ્તીઓને ઉતારો લેવા લાયક છે. આ મકાનનું નંબર ૧૭૭ છે, અને એ તરફ હું લાગતા વળગતાઓનું ધ્યાન ખેંચું છું, કે તેઓએ આ મકાનને પોતાના હસ્તકમાં લઇ તેનો કારોબાર ચલાવવો, નહિ તો કે તે તફરગે થઇ જવાના સંભવ છે. દોઝદાબમાં બધે ફરી વળ્યા પછી મારા મિત્ર મી૦ માદનનો ઉપકાર માની હું કવેટા જવા ત્રેનમાં બેઠો.

## કવેટા.

કવેટામાં લાંબો વખત વેર લશ્કરી નોકરીમાં રહેલા ખા૦ સા૦ અરદેશીર રતનજી મહેતા ત્યાંથી જાથુકના ઉઠાંગરી કરવાના હોવાથી ત્યાંની અંજુમને તારીખ ૧૬-૧૧-૨૯ ને દિવસે તેવણને વીદાયગીરીનું માન આપ્યું હતું, જે વખતે એક ભવ્ય મેલાવડો ભેગો મળ્યો હતો. હાલમાં કવેટામાં ઇરાનની સરકારે એક કોનસ્યુલેટ સ્થાપેલું હોવાથી આ મેલાવડામાં ઇરાનના ભલા કોનસલ પણ પોતાના ધણીયાણી સાથે પહેલીજ વખત પારસી મેલાવડામાં હાજર થયા હતા. ખા૦ સા૦ અરદેશીરે કવેટાની અંજુમનના જોડયા સેક્રેટરી તરીકે ૧૮ વરસોવેર જે ગુપચુપ સંગીન સેવા બજાવી હતી, તેની પીછાણમાં તેવણને તથા તેવણના ધણીયાણીને અંજુમન તરફથી લાયક ભેટ આપવામાં આવી હતી. ખરેખર આવા એકમાર્ગી કોમહીતાર્થી ગ્રહસ્થની ગેરહાજરી કવેટાની પારસી અંજુમનને મોટી ખોટ સમાન લેખાશે.

કવેટાથી બે માઇલના છેટા ઉપર શેઠ અરદેશીર રતનજી ગોળવાલાની આલેકીનો મોટો બાગ આવેલો છે, જ્યાં રાત દિવસ પાતાળ પાણી

પાઇપ મારફતે બહાર નીકળતું હોવાથી હરેક જાતનાં ફુટનાં ઝાડો ઉગાડવામાં આવ્યાં છે. એવણુ પોતાની જઇફીની સુખી સાંજે પોતાના બાગમાં જઇ કંઇક સંતોષ સાથે ગુજારતા મારા જોવામાં આવ્યા હતા. કાબુલની લડાઇ વખતે એવણુ અંગ્રેજી લશ્કર સાથે કંદહારના મુલકમાં રહી આવ્યા હતા. કવેટામાં મને ધનબાઇ શ્યાવક્ષ મોદી નામનાં બાનુ મળ્યા હતા, કે જેવણે પણ ઇ. સ. ૧૯૨૧ માં ઇરાનની મુલાકાત લીધી હતી.

મારા જૂના મિત્ર તે ઇરાન દેશનાં એકવારના સાથી ખાનબહાદુર મારકરના બેટા કયકોબાદને પાછો મળવાથી મને ખુશાળી પેદા થઇ. આ ભલો ભાઇ પણ અંજુમનનાં કામમાં ઉલટ લઇ પોતાનો સખાવતી હાથ લંબાવતો રહેલો છે, એવા ઇસારા મારે કાને પડયા હતા. કવેટામાં તારીખ ૧૦-૧૧-૧૯૨૯ ને દિવસે ખાનબહાદુર મારકરના પ્રમુખપણા હેઠળ તથા તા૦ ૧૬-૧૧-૧૯૨૯ ને દિવસે ખાન-બહાદુર પતેલના પ્રમુખપણા હેઠળ ઇરાન-સીસ્તાન ઉપર મેં બે ભાષણો આપ્યાં હતાં. તારીખ ૧૯ મી નવેમબરની બપોરે મેં કવેટા છોડયું, અને બીજે દિવસે સવારે સક્કર આવી, કવેટાવાલા ખાનબહાદુર મારકરની ધર્મશાળામાં મેં ઉતારો લીધો.

## સક્કર.

આ શહેર હાલમાં ત્યાં ચાલતાં લોઇડ બારાજનાં ભારે બાંધકામોને લીધે જાણીતું છે જે બાંધકામો કાંઇજ નહિ પણ સિંધુ નદીનાં પાણીનો અટકાવ કરીને નહેરો મારફતે તે પાણીને વેહેંચી હઝારો એકર પડત પડેલી જમીનને ફળદ્રુપ બનાવવાની છે. ખા૦ સા૦ ફરામરોઝ જ. કાંગા કે જેવણુ આ બાંધકામખાતાના એક એકઝીકયુટીવ એનજીનીયર છે, તેવણે મહેરબાનીની રાહે મને સઘળે ઠેકાણે ફેરવી સમજ આપી હતી. આ બાંધકામોની બાજુમાંજ સરકારી ઇજનેરોના રહેવા લાયક મકાનો તથા ઓફીસોની હાર લાગેલી છે. બાજુમાંજ ઇલેકટ્રીક પાવર હાઉસ આવેલું છે, જ્યાંના સુપ્રિન્ટેન્ડંટ તરીકે પેસતનજી એફ૦ ગબલા નામના જવાનને જોઇ મને મગરૂરી ઉપજી.

અહિંયા લગભગ ૧૫૦ જરથોશ્તીઓની વસ્તી હોવાથી તે વખતના સુપ્રિન્ટેન્ડીંગ એનજીનીયર શેઠ બરજોરજી એદલજી વાચ્છાની આગેવાની હેથળ અહિંની અંજુમને નદી કીનારે એક મોટો

જમીનનો કટકો વેચાતો લઇ, કવેટાની માફક તેમાં આતશકદેહ, ધર્મશાળા અને સર સાપૂરજી ભરૂચા સ્કુલ બાંધેલી જોવામાં આવે છે. આ આતશકદેહનું ભવ્ય મકાન કરાંચીવાલા ખાનબહાદુર અરદેશીર હોરમસજી મામાની સખાવતનું પરીણામ છે, જેના પંથકી સાહેબ કોઇજ નહિ પણ પેલા કાબેલ ઉડવાડીયા મરહુમ એરવદ ભીખાજી ઉનવાલાનાં સાહેબઝાદા અર્દશીર છે, જેવણ આ કામ ઉપરાંત બચ્ચાંઓને ધર્મની તાલીમ આપે છે, જે અહિંનું વાતાવરણ જોતાં મને ઘણીજ અગત્યની માલૂમ પડી. આ આતશકદેહનાં મકાનમાં એવા એક બેહેસ્તબેહેરેહ ગ્રહસ્થનો ચહેરો મારા જોવામાં આવ્યો, કે જે ગ્રહસ્થે પોતાની હસ્તિમાં આખા સિંધ પ્રાંતમાં પારસી કોમની નામનાને દીપાવી હતી, તથા જેમના કાળજીભર્યા છાંયા હેઠળ આ પ્રાંતનો પારસી બચ્ચો સુખી હતો, તે ગ્રહસ્થ કોઇજ નહિ પણ આપણા બાહોશ ડેપ્યુટી પોલીસ કમીશનર ખા૦ બ૦ કાવસજી પેતીગરાના મરહુમ ભાઇ ડાકટર રૂસ્તમજી જમશેદજી પેતીગરા હતા. અંજુમનના ખંતીલા અને ઉમંગી સેક્રેટરી શેઠ માનેકજી મનચેરજી ભરૂચા કે જેવણ બીન હાંસલે ફંડોનો વહીવટ ચલાવે છે, તથા ગુપચુપ પોતાની ફરજ બજાવે છે, કે જે માટે તેવણને વાજબી શાબાશી ઘટે છે. તારીખ ૨૧–૧૧–૧૯૨૯ ને દિવસે મેં અહિંની જરથોસ્તી અંજુમન આગલ આતશકદેહમાં શેઠ જેહાંગીર ર૦ કોલાબેવાલાના પ્રમુખપણા હેઠળ ઇરાન–સીસ્તાન ઉપર એક ભાષણ આપ્યું હતું. સક્કરમાં બે દિવસ રહી સિંધ–હૈદરાબાદ આવી કરાંચીવાલા જાણીતા વેપારી અને સ્પોર્ટસમેન ખાનબહાદુર નસરવાનજી રૂસ્તમજી મેહેતાની આઇસ ફેકટરીના કમ્પાઉન્ડમાં આવેલાં મકાનમાં ઉતારો લીધો.

## હૈદરાબાદ (સિંધ).

આ શહેર સિંધુ નદી ઉપર આવેલું છે, જેની વસ્તી લગભગ ૮૦,૦૦૦ માણસોની અંકાય છે. મકાનો ઘણાંખરાં એક માલવાળાં લાલ ઇંટોથી બાંધેલાં હોય છે, જેને મથાળે 'બાદગીર' એટલે ઘરની અંદર પવન દાખલ થવા માટે બાંધેલી ચીમની હોવાથી નવા આવતા મુસાફરને શહેરનો દેખાવ ઓર તરેહનો લાગે છે. ગરમીના દિવસોમાં આ બાદ-ગીરોની ચીમનીના મ્હોડામાં દક્ષિણ પશ્ચિમનો પવન દાખલ થઇ ઘરના અંદરના ભાગને થંડક આપે છે. આવી જાતના 'બાદગીરો'

ઇરાનનાં યઝદ શહેરમાં જોવામાં આવે છે. શહેરના રસ્તા કુશાદે તથા સાફ છે. અહિંની જેલમાં હઝાર ઉપર કેદીઓનો સમાવેસ કરવામાં આવ્યો છે, જ્યાં હરેક તરેહના કપડાં ઉપરાંત શેત્રંજી તથા ગાલીચા પણ વણાય છે, અને ખાનબહાદુર લાફા નામના કસાયલા જરથોશ્તી જેલના સુપ્રિન્ટેન્ડંટ છે. એક મેડ-હાઉસ પણ છે, જે સર કાવસજી જેહાંગીરની સખાવતનું પરિણામ છે. અહિંયા એક મોટી સરકારી ઓસપીટલ અને તેની સાથે ડાકટરનો અભ્યાસ કરવા સારૂ કોલેજ પણ છે. હૈદરાબાદના સિંધીઓ પોતાની નેશનલ આર્ટ કોલેજ ધરાવવા માટે વાજબી મગરૂરી લઇ શકે. આ કોલેજનું ભવ્ય મકાન ફૂલેલી નામની કેનાલ ઉપર બાંધવામાં આવ્યું છે, જ્યાં સિંધી છોકરા છોકરીઓ પોતાના બાહોશ પ્રીનસીપલ એન૦ વી૦ થડાનીના હાથ હેઠળ કેળવણી લે છે. આ કોલેજના સ્તાફમાં ઓકસફર્ડ તથા કેમબ્રિડજ યુનીવરસીટીની કેળવણી લઇ આવેલા ત્રણ સિંધી જવાન્યાઓને કામ કરતા મેં જોયા ત્યારે હું વિચાર કરૂં છું, કે સારા હિંદુસ્તાનની બીજી કોમોમાં પોતાની કોમની ઉનન્તી અને સ્વભોગનો જુસ્સો જે વ્યાપી રહેલો છે, તેનું મુંબાઇની સુસ્ત અને બેપરવા વાતાવરણમાં વસ્તા પારસીઓને કાંઇ ભાન છે કે? સિંધી નેશનલ કોલેજની સામે કેનાલની બીજી બાજુ ખા૦ બ૦ નસરવાનજી મેહેતાની આઇસ ફેકટરી આવેલી છે, જેનો કારોબાર તેવણના ભલા ભાઇ શેઠ પેસતનજી ચલાવે છે. અહિંના બે ખાનગી માલેકીના બાગો તથા સરકારી બગીચો થાકેલા જીવોને ગરમીની મોસમમાં રાહત આપે છે.

## શેઠ પીરોજશાહ મે૦ ગોલવાલા.

આ શેઠે લગભગ ત્રીસ વરસોવેર નેહેરને લગતાં કામકાજમાં અંગ્રેજ સરકારની વફાદારીથી ચાકરી કીધી હતી, તેના બદલામાં તેવણને સિંધ પ્રાંતનાં નવાબશાહ પ્રગણામાં નામદાર સરકાર તરફથી ૧૫૦૦ એકર જમીન ભેટ આપવામાં આવી છે, જ્યાં તેવણે ફકીરાબાદ નામનો કસબો વસાવ્યો છે. તેવણ પોતાની બુઝોરગં વય છતાં જાતે ઇનામી જમીનની ખેતીવાડી ઉપર દેખરેખ રાખે છે. એવણનું ખેતીવાડીને લગતું જ્ઞાન બહુજ બહોળા પ્રમાણમાં છે, અને પારસીઓએ સક્કર બારેજનો પૂરેપૂરો લાભ લેવો જોઇએ, એમ તેવણ સાથે થયલી વાતચીત ઉપરથી જણાતું હતું.

## પારસી પોશાકની નકલ.

અત્રેની કોલેજમાં શીખતા જુવાનોથી બનેલા એમેચ્યુરસોએ અંગ્રેજી તથા સિંધી નાટક ભજવ્યો હતો, જે જોવાની મને તક મળી હતી. કોલેજનો હોલ માટીડા કરતાં બૈરાંઓથી ખીચોખીચ ભરાઇ ગયો હતો, જેઓએ પેહેરેલા પોશાક ઉપરથી તો એમજ લાગતું હતું કે, આ સઘળાં પારસી બાનુઓ હશે. વળી સાડીની નીચે પેહેરેલું સફેદ કપડું એક નવા પારસી મુસાફરની ગુચવણમાં ઓર વધારો કરતું હતું. એવું કહેવામાં આવે છે કે એક ભલા પારસી બાનુએ પારસી બૈરાંઓ માફક સાડી પહેરવાની રીત સિંધીઓની આ જાતની કેટલીએક છોકરીઓને તેઓની ખાહેશને લીધે શીખવી હતી.

હૈદરાબાદ શહેરને વાસ્તે ટુંકમાં કહું તો અહિંયા અનાજ પાણી તથા રહેવાના મકાનો સસતાં છે. વળી કેળવણી તથા દવાદારૂનાં પણ પૂરતાં સાધણો છે. ઉપલા સંજોગો જોતાં લોકો સુખી સુખીઆરા અને આસુદા માલુમ પડયાં. મારા મિત્ર શેઠ પેસ્તનજી રૂ. મેહેતાની મહેરબાનીથી હૈદરાબાદ ફરી હવે મેં મુંબાઇ તરફનો રસ્તો લીધો.

આ પ્રમાણે લગભગ અઢી મહિનાની ખરચાલુ અને મુસીબત ભરેલી તેમજ કોઇ ખાસ સાથી વગરની મુસાફરી કરી તારીખ ૧ લી ડીસેમબર ૧૯૨૯ ની સહવારે હું સહીસલામત મુંબાઇ આવી મારા કુટુંબ-કબીલાને ભેટયો; અને બચપણથીજ મારા મનમાં રમી રહેલો સીસ્તાન દેશ જોઇ આવવા હું નસીબવંત થયો.





# પ્રકરણ સાતમું.



## અસલી ઝમાનાનું સીસ્તાન અને તેની તવારીખ.



બનામે ખોદા ઓ બનામે ખોદા—બનામે ખોદાવન્દો મોશ્કેલ ગોશા
દોરૂદ અઝ ખોદાવન્દે રૂઝે શોમાર—બ ગરશસ્પો નયરમ બ સામે સવાર
કઝીન ગૂનહ દારન્દ તોખ્મો નેઝાદ—જેહાનગીરો શીર અઉઝનો પાકઝાદ.

ખોદા કે જે સર્વે આફતોને દૂર કરનારો છે, તેના પવિત્ર નામને યાદ કરીને હું પાકઝાદ શાએરાન શાએર ફિરદોસી તુસીએ લખેલાં શાહનામાની બેતો ગાવું છું. પહેલવાનો ગેરસાસ્પ, નરીમાન, અને સામે સવાર ઉપર ખુદાની દુવા હોજો! કે જેઓની પાકઝાદ તોખમ અને બુન્યાદથી દુન્યા જીતનારા તથા સિંહને પટકી નાખનારા મર્દાને મર્દો પેદા પડયા છે.

### ઝાબુલેસ્તાન.

વાંચનારે ધ્યાન રાખવું જોઇશે કે, ઝાલ અને રૂસ્તમના ખાનદાનનાં જેહાન પહેલવાનોનું મુબારક અને રળીયામણું વતન જે ઝાબુલેસ્તાનને નામે ઓળખાય છે, તે ફળદ્રુપ મુલક હાલના સબઝાવાર, લાશ-જુવેન, ફરાહ અને ખાશના પ્રાંતો સમાવીને મુખ્ય રીતે બનેલો હતો.

* જે પ્રદેશ હાલ સીસ્તાનને નામે ઓળખાય છે, તેની ઉત્તરે એ સર્વે પ્રાંતો આવેલા છે, પણ પાછળા લખનારાઓની માન્યતા પ્રમાણે હાલમા સીસ્તાન નામે ઓળખાતો પ્રદેશ પણ ઝાબુલેસ્તાનના મુલકમાં સમાયલો

હતો. એ સીસ્તાનનો પ્રદેશ એમ ખરેખર ઝાબુલેસ્તાનમાં સમાયલો હતો, એમ માનવાનું ખાસ કારણ એ છે કે, હાલના એ સીસ્તાનની અંદર પણ ઝાબુલેસ્તાનનાં પુરાણા પહેલવાનોનાં નામો સાથે જોડાયલી દંતકથાઓ હસ્તિ ધરાવે છે.

હાલના અફઘાનીસ્તાનના જે ભાગની ઉત્તરે હેરાતનો અને દક્ષિણે બલુચીસ્તાનનો મુલક આવેલો છે તે ભાગ, તથા પશ્ચિમે કઇનનાં પ્રાંતથી તે પૂર્વે છેક હેલમંદ નદી વેરનો એ સઘળો ભાગ ખરૂં પૂછો તો તે વખતનું ઝાબુલેસ્તાન હતું. મુલ્લાં મૂઇન નામનો ખુદ સબઝાવાર પ્રાંતનો રહીશ અને તવારીખનવેશ ઇ૦ સ૦ આસરે ૧૪૮૫ ના સાલમાં લખી ગયો છે કે, તેના વખતમાં પણ સબઝાવાર પ્રાંતના એક આબાદ અને ફળદ્રુપ ભાગને ઝાબુલ યા ઝાવલ કરી કહેતા હતા.

પુરાતન ઝાબુલેસ્તાનના પ્રદેશની ઉત્તર બાજુએ આર્યાના (Ariana) યાને હેરાતનો પ્રાંત, તથા દક્ષિણે હુમવરકા (Humavarka) યાને બલુચીસ્તાનનો મુલક આવેલો હતો; જ્યારે પૂર્વે ગનદારયા (Gandaria) યાને કંદહાર અને પશ્ચિમે પારથીયા (Parthia)નો પ્રદેશ આવેલો હતો. એ ઉપરથી જોઇ શકાશે કે સીસ્તાનનો પ્રાંત પણ ઝાબુલેસ્તાનમાં આવી જાય છે, તેથી અસલી સીસ્તાન યા ઝાબુલેસ્તાનની તવારીખ જાણેલી અગત્યની થઇ પડશે.

આ નામચીન મુલકના અસલી ઝમાનાના પહેલવાનો જેઓ હાલની જરથોશ્તી ઓલાદના બહાદુર નેયાગાનો હતા, તેઓની ટુંક તવારીખ અવસ્તા, પહલવી, તથા ફારસી કેતાબોને આધારે લખવાની મેં કોશેશ કીધી છે.

## જમશેદની ઓલાદનું ઝાબુલેસ્તાનનું રાજ્યકુટુંબ.

એવું જણાવવામાં આવે છે કે, આજથી બાર હજાર વરસો પૂર્વે ઝાબુલેસ્તાનમાં એક જાણીતું રાજ્ય હતું ઝોહાકના દોરને લીધે શાહ જમશીદ પુરાતન ઝાબુલેસ્તાનનાં મુલકમાં છૂપી રીતે આસરો શોધતો આવ્યો હતો. તે ત્યાંના પાદશાહ ગરંગશાહની મહેરબાની ખેંચવામાં ફત્તેહ પામ્યો, અને તેની બેટી માહરૂઇ સાથે પરણ્યો. તે બેટીથી ઝાબુલેસ્તાનનાં નામીચા પહેલવાનોનું ખાનદાન સ્થપાયું. પાદશાહ ગરંગશાહને બીજો કોઇ વારેસ ન હોવાથી પોતાની શાહઝાદી માહરૂઇના

બેટા તૂરને ઝાબુલેસ્તાનનું રાજ્ય સેપોર્દ કીધું. તૂર પછી તેનો બેટો શેહઅસ્પ, શેહઅસ્પ પછી તેનો બેટો તરવર, અને તરવર પછી તેનો બેટો સામ દેશનાં માલેક બન્યા. એ ઔલાદમાં સામ ઘણો બાહોશ અને મખ્યાત હોવાથી તે નામીચા સામના ખાનદાનનો સ્થાપક બન્યો.

નામીચા શાહ જમશેદનું ખોરેહ અને તેની બાહોશી તેની આ ઔલાદમાં ઉતરી આવ્યા હતા, તેની સાબેતી અચુક રીતે જણાવા માંડી. આ સામનો બેટો થ્રિત અથવા અસ્રત પુરાતન દુન્યામાં એક મોટો રાજ્યકર્તા તેમજ તેથીબી વધારે મખ્યાત હકીમ હતો. થ્રિત અથવા અસ્રતને બે બેટાઓ ઉર્વાક્ષ અને કેરસાસ્પ હતા. ઉર્વાક્ષ એટલી તો રાજદવારી બાહોશી ધરાવતો હતો કે, તેણે રાજ્ય કારોબાર માટેના અને બીજા મખ્યાત કાયદાઓ ઘડી કાહાડયા હતા, જ્યારે કુદરતી બાહોશી તથા અસાધારણ જોર કેરસાસ્પ ધરાવતો હતો. ગાદીવારેસ શાહઝાદા ઉર્વાક્ષને હિતાસ્પ નામના દુશમને મારયો, જેથી તેની ઉપર પહેલવાન કેરસાસ્પે તેનું વેર લીધું, અને હવે તે ઝાબુલેસ્તાનનો ગાદી વારસ બન્યો.

આ વીગતો સર્વે તવારીખી શાહદત મમાણે છે, તે ખુદ અવસ્તાનાં નીચલાં લખાણ ઉપરથી માલમ પડે છેઃ—

"અશો રાહબર સ્પિતમાન જરથોશ્તે પૂછયું કે, 'અય હોમ! હાડમંદ દુન્યામાં ત્રીજા કયા માણસે તુંને વખાણ્યો અને તેને શું ફાયદો હાંસેલ થયો?' ત્યારે તે દરદને પછાડ નાંખનાર અશો હોમે જવાબ આપ્યો કે, 'સામનાં ખાનદાનનો ઘણોજ ફાએદો કરનારો થ્રિત (પહલવીનો સરીત તથા ફારસીનો અસ્રત) ત્રીજો માણસ હતો. તેને આ આશિર્વાદ મામ થયા તે એકે તેને ત્યાં ઉર્વાક્ષ તથા કેરસાસ્પ નામનાં બે બેટાઓ બુલંદ સંજોગમાં જન્મ પામ્યા. તેઓમાંનો એક ઉર્વાક્ષ દીનનો તથા ઇન્સાફનો રસ્તો દેખાડનાર હતો, જ્યારે બીજો કેરસાસ્પ નામનો જોરેમંદ અને ગોર્ઝ રાખનારો બેટો હતો.'" (હોમ યશ્તઃ કાંગા.)

## સીસ્તાન.

એવું જણાવવામાં આવે છે કે ઇરાન દેશની પૂર્વે આવેલાં મોટાં બીયાબાનમાં આજ પહેલવાન કેરસાસ્પે જે ભાગને આબાદ કરી બાગે બેહેશ્ત જેવો બનાવ્યો હતો, તે ભાગ બીજો કોઇજ નહિ પણ

તે વખતના ઝાબુલેસ્તાનની બાજુએ આવેલો મુલક હતો, જે હાલમાં સીસ્તાનને નામે જાણીતો છે. આ મુલક બીજા હરેક મુલક કરતા આબાદાગીમાં વધ્યો, કારણ કે પહેલવાન કેરસાસ્પ તેનો પાદશાહ બન્યો.

એ બીનાને આ ઉપરથી વધુ ટેકો મળે છે કે જમ્યાદ યશ્તના ૬૬ મા ફકરા પ્રમાણે 'તે કે જેણે હેલમંદના કાંસવના સમુદ્રની આસપાસનાં પ્રદેશમાં રાજ્ય કીધું હતું, તેને રાજ્યકર્તાઓનું ખોરેહ મળ્યું હતું.' એવું જે કહેવામાં આવ્યું છે, તે ઇસારો કેરસાસ્પ વિષે હોય એમ આપણને માનવાનું કારણ મળે છે, કેમકે અવસ્તામાં જેહાન પહેલવાન કેરસાસ્પની જે ભારે સ્તુતી થઇ છે, તે ખાસ કરીને જમ્યાદ યશ્તમાંજ થઇ છે.

દિવસે દિવસે આ મુલકની વસ્તી વધતી ગઇ અને તે જગ્યાનાં સારાં હવાપાણીને લીધે મર્દાને મર્દ લોકો પેદા પડયાં. આ નવો મુલક



G. P. TATE.

૧૨૦ દિવસના પવનના જોરે ઘસાઇ ગયલી સીસ્તાનની ધર્તીનો દેખાવ.

Land in Seistan showing the Erosive Action of the Wind of the 120 Days.

در نواحی سیستان در ظرف ۱۲۰ روز بواسطهٔ بادهای شدید خاک
ز و شن به نقاط بسیار دور پرا کنده می شوند

રેતાળ બીયાબાનમાં આવેલો હતો, અને જ્યારે મોટાં તોફાનો થતાં ત્યારે પવન સાથે રેતી પણ ઉડી શહેરમાં એકઠી થતી હતી. આ ઉપરથી પેહેલવાન કેરસાસ્પે તેના અટકાવના ઇલાજ તરીકે તે મુલકની આજુ-બાજુ ઝાડો રોપાવ્યાં હતાં. આ ઉપરથી માલૂમ પડે છે કે સીસ્તાનનો મુલક નામદાર કેરસાસ્પે હજારો વરસની વાત ઉપર આવી બાહોશીથી આબાદ કીધો હતો.

## કેરસાસ્પ.

બરૂમો બહેન્દો બચીન અઝ નબર્દ—બમર્દી બકર્દ આનચે આન કસ નકર્દ
બગીતી દરૂન તા કે ઉ ઝેન્દહ બુદ—બમર્દી કસ ઉ રા નયફગન્દહ બુદ.

પહેલવાન કેરસાસ્પે રૂમ, હિન્દ અને ચીનની લડાઇઓમાં જેવી મરદાનગી દેખાડી છે, તેવી કોઇ બીજાએ દેખાડી નથી. જ્યાં વેર તે દુન્યામાં જીવ્યો હતો, ત્યાં વેર કોઇએ પણ તેને જમીન ઉપર પછાડયો નથી, એવો તે મર્દાને મર્દ હતો.

ઝાબુલેસ્તાનનાં પાદશાહો જોકે ઇરાનનું વડપણ કબુલતા હતા, તોપણ તેઓ સ્વતંત્ર હતા, અને પહેલવાન કેરસાસ્પ ઇરાનીઓ તરફથી તેઓના દુશમનો સામે જંગમાં બહાર પડતો હતો. હિંદુસ્તાનનો મહા-રાજા મેહરાજ, કે જે ઇરાનીઓનો દોસ્ત હતો, તેની ઉપર જ્યારે આફત આવી પડી, ત્યારે તેને ઇરાનીઓની મદદ માંગી. નામદાર કેર-સાસ્પે ઇરાની તથા ઝાબુલી લશ્કર સાથે હિંદુસ્તાન તરફ કુચ કરી મેહરાજના દુશમનોને હરાવી હિંદુસ્તાનનું રાજ્ય પાછું તેને સોંપ્યું. એ સંજોગે કેરસાસ્પે હિંદીઓને પોતાના પહેલવાની બળનો પૂરેપૂરો ખ્યાલ આપી પોતાની નામના ફકટ હિંદુસ્તાનમાંજ નહિ, પણ છેક રૂમ અને ચીન વેર આશકારા કીધી હતી. એ ઉપરાંત કેરસાસ્પે ભારી દેવો, અઝદહાઓ વગેરેને મારી હારેમનની પેદાયશનો નાશ કીધો હતો. કમનસીબે એના વખતમાં ઇરાનમાં ઝોહાક રાજ્ય કરતો હતો, તે એનાં ભારી જોરનો અદેખો પડયો હતો, અને તેથી તેને કેરસાસ્પને ઇરાનથી દૂરનો દૂરજ રાખી પરદેશના બીકટ સહાસ કર્મોમાં રોકયો હતો. આ કારણસર ત્યાંના રાજ્ય કારોબારમાં નામદાર કેરસાસ્પ કોઇબી રીતે આગેવાન ભાગ ભજવી શકયો નહિ, અને એ કારણસર શાહનામાના જેવી અસલી ઇરાની તવારીખમાં તેનાં મહાભારત સહાસ કર્મોની

નોંધ લેવાવા પામી નથી; પણ કેરસાસ્પે પોતાની પહેલવાનગીરીમાં જેહાન પહેલવાન રૂસ્તમની સાથે સરસાઇ કરે એવાં ઘણાંએક સહાસ કર્મો કરયાં હતાં, જેનું બ્યાન ફકટ કેરસાસ્પ નામામાંજ મળે છે એમ નથી, પણ હોમ, જમ્યાદ અને ફરવર્દીન યશ્તમાં પણ મળે છે.

અવસ્તાનાં લખાણોમાં પહેલવાન કેરસાસ્પના કૌવત તથા માઅ્‌રકોની ભારે સ્તુતી થઇ છે, જે નીચે પ્રમાણે છે:—

'ત્રીજે તબકકે તે ઇશ્વરી ખોરેહ જમશેદ પાદશાહથી છુટું પડયું, ત્યારે બહાદુર કેરસાસ્પે તે ખોરેહને સંગરી લીધું. જે કેરસાસ્પ ફકત અશો રાહબર જરથુશ્ત્રથીજ ઉતરતો, મર્દાનગીનાં કૌવતમાં જોરાવર માણસોમાં ઘણોજ જોરેમંદ હતો. જેહાંપહેલવાન કેરસાસ્પે સોનેરી એરીવાલા ગન્દરેવ નામના નાશકારક દેવને મારી નાંખ્યો, જે દેવ અશોઇનાં હાડમંદ મુલકને નાશ કરવાને ઉઘાડા મ્હોડાં સાથે બધી તરફ ધસારો કરતો હતો. વળી કેરસાસ્પે પથન નામના જોરમંદ વાટપાડાની નવ ઔલાદને, નિવિકની ઔલાદને તથા દાશતયનની ઔલાદને મારી નાંખી. વળી કેરસાસ્પે સોનેરી તાજવાલા હિતાસ્પને, દાનયનાં ખાનદાનનાં વરેષવને તથા પુશ્કળ પરીવાલા પિતઓનને મારી નાંખ્યા. કેરસાસ્પે મર્દાને હિંમતવાલા, જોરેમંદ, બુરાઓને પસંદ પડેલા, તનદરોસ્ત, ચાલાક, ઠગાઇ કરનારા, જાગૃત, પાછો નહિ હઠનારા, ઉંચી સમજના એરેખ્ષમન નામના રાક્ષસને મારી નાંખ્યો. કેરસાસ્પે પથ્થર જેવી સખ્ત બાજુવાલા સ્નાવિધ્ક નામનાં રાક્ષસને મારી નાંખ્યો, તે રાક્ષસ કહેતો હતો કે હજી તો હું બચ્ચું છું, પૂરતી ઉમરનો નથી, અગરજો હું પૂરતી ઉમરનો થાવું અને અગરજો દલીર હિંમતનો કેરસાસ્પ મને નહિ મારશે તો આ પૃથ્વીને હું પૈડું બનાવું, અને આસમાનને હું ગાડી બનાવું. સપેનામીનોને રોશન ગરોથમાન બેહેશ્તમાંથી હું નીચે લઇ જાવું, અને અંગ્રેમેન્યુશને દોજખમાંથી ઉંચે ઘસડી લઇ જાવું. તેઓ સપેનામીનો તથા અંગ્રેમાંનો મારી ગાડી ખેંચશે. કેરસાસ્પે આવા ભારી સ્નાવિધ્ક નામના રાક્ષસને મારી નાંખી, દુન્યામાંથી તેની હૈયાતીનો નાશ કીધો.' (જમ્યાદ યશ્ત: કાંગા.)

'જેહાંપહેલવાન કેરસાસ્પે સરવર નામના સાંપને મારી નાંખ્યો, જે સાંપ ઘોડાને ગળનારો, માણસને ગળનારો, લીલાં ઝેરવાલો

હતો; જેનાં શરીર ઉપર હાથના અંગોઠા જેટલું ઉંડુ લીલું ઝેર હતું. જેના ઉપર કેરસાસ્પે ધાતુનાં વાસણમાં ખાણું પકાવ્યું. અપોરની વખતે તે સાંપ ગરમ થયો, અને ફુંફારા મારી ધાતુના વાસણની તળેથી ગુંચરામાંથી બહાર નીકળી આવ્યો, કે વેહેતાં પાણી તરફ દોડી જાય. બહાદુર કેરસાસ્પ પહેલાં તે રાક્ષસ જેવા સાંપથી ચોંકયો, પણ સેવટે તેને ઠાર મારયો.' (હોમ યશ્તઃ કાંગા.)

## નરીમાન.

જેહાનદાર ગરશાસ્પ ચૂન શુદ કોહન—નરીમાન ઝ ગૂપાલ ગોફતી સોખન.

જ્યારે કેરસાસ્પ બુઢો થયો ત્યારે નરીમાન ગોર્ઝથી વાત કરવા લાગ્યો યાને લડવા લાગ્યો.

હવે જ્યારે ફરેદુન નાપાક ઝોહાકને હરાવી ઇરાનનાં તખ્ત ઉપર બેઠો, ત્યારે તેણે પહેલવાન કેરસાસ્પ ઉપર એક એવી રીતનું નામું લખી મોકલ્યું કે, 'અય કેરસાસ્પ! ઝોહાકને વાસ્તે મુલકગીરી કરવામાં તેં તારી તમામ ઉમર રંજ તથા સખ્તીમાં પસાર કીધી છે; હવે મારી ખાહેશ એ છે કે, તું પહેલવાન નામદાર નરીમાનની સાથે ઇરાન આવી મારી દરબારને રોશન કરે'. જ્યારે નામદાર કેરસાસ્પે પાક દીનના પાદશાહ ફરેદુનને ઇરાનના તખ્ત ઉપર બેઠેલો જાણ્યો, ત્યારે તે ઘણોજ ખુશી થયો, અને પોતે પાદશાહની ખીદમતમાં કમર બાંધી, નામદાર નરીમાનને સાથે લઇ ઝાબુલી સવારો સાથે ઇરાન સરઝમીન તરફ કુચ કીધી. પહેલવાન કેરસાસ્પના સર ઉપર અઝદહા પેકર ઝુંડો ઉડતો હતો. આ ઝુંડાને વાસ્તે એમ કહેવામાં આવે છે કે, આપણે ઉપર જોયું તેમ કેરસાસ્પે સરવર નામના એક ભારી અઝદહાને મારયો હતો, તેથી ઝોહાકે તેની બહાદુરીની પીછાનમાં આ કિંમતી અઝદહાની સૂરતનો ઝુંડો નામદાર કેરસાસ્પને બખરયો હતો. આ ઝુંડો ત્યાર પછી દરેક ઝાબુલી જેહાન પહેલવાનનો ઝુંડો થઇ પડયો હતો, અને ફિરદોસી પણ શાહનામામાં જેહાન પહેલવાન રૂસ્તમના ઝુંડાને અઝદહાની સુરતનો લખે છે.

પહેલવાનો કેરસાસ્પ તથા નરીમાનની સાથે ઝાબુલીઓ પોતાના માથા ઉપર વાંકી કોલાહ મેલી હાથમાં ગોર્ઝ તથા નેઝો પકડી ઘોડા ઉપર સવાર થયલા હતા. એ રવેરો તેઓ પાકઝાદ ફરેદુનની દરબારમાં આવી લાગ્યા, અને પાદશાહ ફરેદુને કેરસાસ્પ તથા નરીમાનને પોતાના

ફેયાની તખ્ત ઉપર સુનાની ખુરસી ઉપર બેસાડી તેઓના દરજ્જાને છાજતું માન આપ્યું. આ વખતે ફરેદુને નામદાર કેરસાસ્પને જેહાન-પહેલવાનનો ખેતાબ બક્ષી નામજોગ નરીમાનને તમામ ઇરાની લશ્કરનો સેપાહસાલાર બનાવ્યો, અને તેઓને લાયક બેકિમતી હદીયો આપી સીસ્તાન વિદાય કીધા. આ પછી આગુલી પહેલવાનોએ હંમેશા ઇરાનના પાદશાહની ખીદમતમાં કમર બાંધેલી જોવામાં આવે છે. જેહાન પહેલવાન બુઢા કેરસાસ્પે પોતાની બાકીની જીંદગી સીસ્તાનમાં પસાર કરી સેવટે તે આ ફાની દુન્યામાંથી ગુજર પામ્યો.

ફરવર્દીન યશ્તમાં પહેલવાન કેરસાસ્પના અશો ફરોહર વિષે નીચે પ્રમાણે ઇસારો કરવામાં આવ્યો છેઃ—

'જોરાવર બાજુના, નામીચા ખાનદાનનાં, ગોર્ઝ રાખનાર પહેલવાન કેરસાસ્પ, કે જે ઘાતકી વાવતો લઇ જનારા લશ્કરનો તથા ખુની લુટારૂઓનો નાશ કરનારો છે, તેના અશો ફરોહરને અમો માન સાથે યાદ કરયે છીયે.'

'અશો લોકોનાં ભલા, શૂરા તથા દુન્યાની આબાદી કરનારા ફરોહરોને અમો માન સાથે યાદ કરયે છીયે, કે જે ફરોહરો સામના ખાનદાનનાં ગોર્ઝ રાખનાર પહેલવાન કેરસાસ્પનાં શરીરને સંભાળે છે.'

બુનદેહેશન તથા મીનો ખેરદ પ્રમાણે શાહ ફરેદુને દમાવંદ નામના પહાડ ઉપર ઝોહાકને સાંકળથી બાંધેલો છે. જ્યારે ઝોહાક તે સાંકળમાંથી છુટો થશે ત્યારે પહેલવાન કેરસાસ્પ તેને મારશે.

કેરસાસ્પના મરણ બાદ શાહ ફરેદુને જેહાન પહેલવાનનો દરજ્જો નરીમાનને આપ્યો, અને તેના બેટા પહેલવાન સામને નરીમાનની જગ્યાએ તમામ લશ્કરનો સેપાહસાલાર બનાવ્યો. જેહાન પહેલવાન નરીમાન શાહ ફરેદુનના હોકમથી સેપંદ નામનો કિલ્લો જીતવા જતાં મારયો ગયાથી સામ તે વખતનો જેહાન પહેલવાન બન્યો.

પહલવી પુસ્તક 'અફદીહા વ સહીગીહાએ સીસ્તાન'[1] (સીસ્તાનની અજાયબીઓ અને મોહોટાઇઓ) કે જેનો લખનાર સીસ્તાન દેશનો એક ધર્મ ચૂસ્ત જરથોશ્તી રહેવાસી હતો, તેમાં એવું જણાવેલું છે, કે શાહઝાદો એરચ જ્યારે તેના ભાઇઓની અદેખાઇને લીધે તેઓને

૧. જુઓ ડા૦ સર જી. જે. મોદીના તરજુમો.

હાથે મારયો ગયો, ત્યારે તેને ત્યાં જે એક બેટીજ હતી, તેણીને શાહ ફ્રેદુને સીસ્તાનમાં આવેલા ફ્ઝદાન સરોવર ઉપરનાં કોઇ શેહેરમાં સલામતીને ખાતર લઇ જઇ રાખી, અને એ બેટીની ઔલાદમાંથી મીનોચેહેરનો ત્યાં જન્મ થયો હતો. વળી એવું કહે છે કે ફ્રેદુન ત્યાં વારંવાર જઇ ભક્તીમાં લીન થઇ પરવરદેગારથી અશો સુરાદ ચહાતો હતો.

બુઢા શાહ ફ્રેદુને પોતાની નજદીક જેહાન પહેલવાન સામને બોલાવી કહ્યું કે હવે આ દુન્યામાંથી મારો જવાનો વખત નજદીક આવ્યો છે, વાસ્તે મીનોચેહેરને હું તને સોંપી જાવું છું, કે દરેક કામમાં તું તેનો મદદગાર થાય; એમ બોલી તેણે મીનોચેહેરને ઇરાનનું તાજોતખ્ત સોંપ્યું, અને ત્યારપછી તે આ જેહાનમાંથી ચાલી ગયો.

ફ્રીદૂને ફરરોખ ફેરેશ્તહ નબુદ-ઝ મોશ્કો ઝ અમ્બર સરેશ્તહ નબુદ
બદાદો દેહશ યાફ્ત આન નીકુઇ-તો દાદો દેહશ કુન ફ્રીદૂન તોઇ.

મુબારક ફ્રેદુન કાંઇ ફ્રેસ્તો ન હતો, તેમજ તે કાંઇ કસ્તુરી તથા અંબરના જેવા સુગંધી પદાર્થોથી બનેલો ન હતો. તે ઇનસાફ અને સખાવતથીજ નેકી પામ્યો હતો. વાસ્તે એ ભાઇ! તું પણ ઇનસાફ અને સખાવત કર, કે જેથી તું પોતે પણ ફ્રેદુનની માફક નેકનામ થાય!

હમહ નેકનામી બેહો રાસ્તી-કે કર્દ અય પેસર સૂદ દર કાસ્તી
ખુનુક આન કઝુ નીકોઇ યાદગાર-બેમાનદ અગર બન્દહ ગર શહરયાર.

નેકનામી અને સચ્ચાઇ એજ ભલાં કાર્યો છે. બુરાઇમાંથી કોણે ફાયદો મેળવ્યો છે? જે માણસનાં કામોથી નેકી યાદગાર રહી જાય તેજ માણસ ભલો છે, પછી તે યાતો એક ગરીબ માણસ હોય યા પાદશાહ.

## સામ અને ઝાલ.

વઝાન પસ ચુ સામે યલ આમદ પદીદ-નરીમાન મયો જામે શાદી કશીદ
દેગર ચુન કે ઝાલ આમદ અન્દર મેયાન-કમર બસ્તહ બુદ નઝદે તખ્તે કેયાન
બર આસૂદહ શુદ સામ અઝ કારઝાર-બદીસાન બુવદ ગરદેશે રૂઝગાર.

જ્યારે સામ પહેલવાન થયો ત્યારે નરીમાને આસાયશથી શરાબની જામો નોશ કરવા માંડી. હવે જ્યારે ઝાલ પેદા પડયો અને તેણે કેયાની પાદશાહની ખીદમતમાં કમર બાંધી, કે સામ લડાઇના મેદાનમાંથી આસુદેહ થયો, અને એજ પ્રમાણે આ દુન્યા ચાલતી આવેલી છે.

સામને ત્યાં ઝાલ નામનો એક બેટો પેદા થયો. જન્મ વખતે આ બચ્ચાંનાં શરીર ઉપર સફેદ બાલ ઉગેલા હતા, તેથી સામનું દિલ બહુજ નારાજ બન્યું. આવા એક બેટા માટે લોકો તેને તાના મારી હસશે, એવા ખ્યાલથી સામ તે બચ્ચાંને ત્યાંથી ઉઠાવી અલબોર્ઝ પહાડ ઉપર મૂકી આવ્યો. કહે છે કે આ પહાડ ઉપર સીમોર્ગનું રહેઠાણ હતું, જેને તે બાળકને રડતું જોયાથી દયા આવી, અને તે બચ્ચાંને ત્યાંથી ઉંચકી પોતાના માલામાં લઇ જઇ તેણે ઉછેર્યું. એમ કરતાં જ્યારે તે બાળક મોટું થયું, ત્યારે એક મર્દાને મર્દ બન્યો, અને ત્યાંથી પસાર થતા કાફલાઓથી તે બાળકની બહાદુરીની વાતો આજુબાજુ સઘળે ફેલાઇ ગઇ. હવે કેટલોક વખત પસાર થયા પછી સામને પોતાના બચ્ચાંને તજી દેવા માટે બહુજ પસતાવો લાગ્યો, અને તેની શોધમાં અલબોર્ઝ પહાડ તરફ તે ભટકવા લાગ્યો. જ્યારે પેલા સીમોર્ગની નજર જેહાન પહેલવાન સામ ઉપર પડી કે તે તરતજ તેનાં આવવાની મતલબ સમજી ગયો, અને તે બાળકને તેના બાપની નજદીક લાવી મૂકયો. સીમોર્ગે જતી વખતે ઝાલને એક પીંછું આપી કહ્યું કે, જ્યારે પણ તારી ઉપર સખ્તી આવી પડે, ત્યારે આ પીછું તું બાળશે કે હું તારી આગલ હાજર થઇશ. સામ પોતાના બેટાને ઝાબુલેસ્તાન લઇ ગયો, અને ત્યાં તેને સઘળા પહેલવાની હુન્નરો શીખવ્યા. હવે પાદશાહ મીનોચેહેરના તેડાવાથી સામ પોતાના બેટા ઝાલને લઇ દરબારમાં હાજર થયો. મીનોચેહેરે ઝાલનો પહેલવાની દેખાવ તથા ખુબસુરત ચહેરા સાથનો દબદબો જોઇ આફીન પોકારી, અને પોતાની મોહર સાથનું એક કરારનામું એવી રીતનું લખી આપ્યું કે, કાબુલ, બોસ્તનો મુલક, ચીનના દરિયાથી તે સિંધના દરિયા સૂધીનો હિંદુસ્તાનના એક ભાગ સાથના બહોળા મુલક ઉપર તેઓ હાકમી ચલાવે. આ પ્રમાણે જેહાન પહેલવાન કેરસાસ્પના ખાનદાનવાલાઓ હવેથી ઝાબુલસ્તાન તથા સીસ્તાન ઉપરાંત ઉપર કહેલા મુલકો ઉપર પણ હાકમી કરવા લાગ્યા, એમ શાહનામા ઉપરથી માલુમ પડે છે. આ પછી સામ પાદશાહ મીનોચેહેરના કહેવાથી કર્ગસારાન અને માઝનદરાનના મુલુકો ઉપર હુમલો લઇ ગયો, ત્યારે પોતાની તમામ સલતનત તે ઝાલને સોંપી ગયો હતો.



# પ્રકરણ આઠમું.



## નામીચા જેહાંપહેલવાન રૂસ્તમની કારકીર્દી.



### રૂસ્તમનો જન્મ.

એક વખતે ઝાલ પોતાનાં મુલકમાં ફરવા નીકળ્યો, ત્યાં તે કાબુલના સરદાર મેહરાબની છોકરી રોદાબે ઉપર આશક પડયો. જ્યારે સામને આ બાબદની ખબર પડી, ત્યારે તે દલગીર થઇ ચિંતાતૂર બન્યો, કારણ કે તે જાણતો હતો કે મેહરાબ નાપાક ઝોહાકનાં ખાનદાનનો હોવાથી આ લગન શાહ મીનોચેહેરને પસંદ પડશે નહિ. જ્યારે આ વાત શાહ મીનોચેહેરના કાન ઉપર પડી, ત્યારે તેને ભારે અંદેશો પેદા પડયો કે, આ જોડાંથી વળી પાછી ઇરાન ઉપર કેવીએક આફતો વરસશે. પહેલાં તો તે સામ ઉપર ગુસ્સે થયો, પણ પછવાડેથી ઝાલે પોતે પાદશાહની દરબારમાં જઇ પોતાની અક્કલ તથા બહાદુરીના હુન્નરો દેખાડી પોતાની વફાદારી બાબે તેની ખાતરી કરી સમજાવ્યો કે પાદશાહે ઝાલને પરણવાની રજા બક્ષી. આ પછી સામે પોતાના છોકરા ઝાલની રોદાબે સાથે શાદી કરાવી, જેના પરીણામમાં રૂસ્તમ નામનો જગ આશકાર બેટો પેદા પડયો. આ બાળકનું કદ તેની માયના પેટમાં એટલું તો ભારી હતું કે, તેણી હમેલ છૂટવાને વખતે ઘણીજ હેરાન થવા લાગી, જેથી રોદાબેને બેહોશ કરીને તેણીની પાંસલી ચીરીને તે બાળકને બહાર કાહાડવામાં આવ્યું. જેવી રોદાબે પાછી હુશ્યારીમાં આવી અને પોતાના પેટમાંના ભારી બોજાને દૂર થયલો જોયો ત્યારે તેણી બોલી કે

બેગોફ્તા બેરસ્તમ ધમ આમદ બેસર-નેહાદન્દ રોસ્તમશ નામે પેસર.

હવે મારો છૂટકારો થયો અને દુખનો છેડો આવ્યો, અને તેણીનો છૂટકારો થયો તે ઉપરથી તે બાળકનું નામ રૂસ્તમ પાડયું.

જ્યારે સામે બાળક રૂસ્તમને જોયો ત્યારે તેણે આફ્રીન પોકારી અને તે બોલ્યો કે

યકી આફરીન કર્દ સામે દેલીર—કે તહમા હેઝબ્રા બેઝી શાદ દીર
દેલીરા ગવા પૂરે ઝાલા સરા—સરફરાઝ તાજા બોલન્દ અખ્તરા
તોરા આન સેતાયશ બસ અન્દર જેહાન—કે ચૂન તો બેરૂન નામદહ અઝ નેહાન
બદાન બાઝુઓ યાલો આન પોશ્તો શાખ—મેયાન ચૂન કલમ સીનહો બર ફરાખ
બેરોસ્તમ હમીદર શેગેફતી બમાન્દ—બરૂ હર ઝમાન નામે યઝદાન બખાન્દ
ચુનાન આફ્રિદી કે બુદ ખાસ્તી—ઝમાનો ઝમીનરા બેયારાસ્તી.

**અય સિંહના જેવા બહાદુર મર્દ! તું ખુશાળીમાં લાંબો વખત જીવજે. અય દેલીર! ઓ પહેલવાન! ઓ ઝાલના બેટા! ઓ સરદાર! ઓ તાજથી સરફરાઝ અને બુલંદ નસીબના! તારી તારીફમાં જો હું કાંઇ બોલું તો તે એજ કે તારા જેવો કોઇ બીજો મર્દાને મર્દ દુન્યામાં પેદા પડયો નથી. તે રૂસ્તમની બાજુ, ગરદન, પીઠ, ખભાં, કલમ જેવી પાતલી કમર અને ફરાખ સીના તરફ ટીકી ટીકીને જોતો અને અજબ થતો, અને આવા બાળકને જોયાથી ખોદાને યાદ કરતો, કે ઓ ખોદા! તેં રૂસ્તમને આ દુન્યામાં પેદા કરીને ઝમીન અને ઝમાનાને સણગાર આપ્યો છે.**

જ્યારે રૂસ્તમ માત્ર આઠ વરસની ઉમરે પૂગ્યો, ત્યારે પણ દુન્યામાં તેનો હરીફ મળવો મુશ્કેલ હતો. એવું બન્યું કે એક અંધારી રાતે ઝાલનો સફેદ હાથી બંધમાંથી છૂટો થયો, અને લોકોમાં ભારે ગભરાત ફેલાવ્યો. જેવી આ વાત રૂસ્તમને કાને આવી કે તરતજ તેણે પોતાના બપાવા સામેસવારનો ભારી ગોર્ઝ ખાંધ ઉપર મારી, તે મસ્ત હાથીની સામે જઇ, એકજ ફટકાથી તેને મારી નાંખ્યો. રૂસ્તમની આવી બહાદુરી જોઇ સામે તથા ઝાલે ખુદાના શુકાના કીધા. એ પછી કેટલોક વખત ગયા બાદ જેહાન પહેલવાન સામ ગુજર પામ્યો, અને ત્યારપછી રૂસ્તમેજ સર્વે બીકટ સંજોગોમાં ઇરાન દેશના પાદશાહની વફાદારીથી સેવા બજાવીને જેહાંપહેલવાન તરીકેની નામના મેળવવા માંડી. એ પ્રમાણે જ્યારે પેશદાદીઅન વંશના છેલ્લા પાદશાહ ગેરસાસ્પના મરણથી ઇરાનની ગાદી ખાલી પડી, અને આ તકનો લાભ લઇ તૂરાની અફ્રાસીયાબ ઇરાન ઉપર ચઢી આવ્યો, ત્યારે ઝાલે પોતાના છોકરવન બેટા રૂસ્તમને અલબોર્ઝ પહાડ ઉપર મોકલી, ત્યાંથી ફરેદુનની ઓલાદના શાહઝાદા કએકોબાદને શોધી લાવવા ફરમાવ્યું. આથી તાજબક્ષ રૂસ્તમ પોતાના બપાવા સામેસવારનો ગોર્ઝ ખાંધ ઉપર મારી, પોતાનો ખાસ

તેજી ઘોડો કે જેનું નામ રખ્શ હતું, તેની ઉપર સવાર થઇ એકલો અલબૂર્ઝ પહાડ ઉપરથી કએકોબાદને શોધી લાવ્યો, અને તેને તેણે ઇરાનની ગાદી ઉપર બેસાડયો. આ પ્રમાણે પેશદાદીઅન વંશ પછી કયાન્યન વંશ ઇરાનની ગાદીએ આવ્યું.

પેશદાદીઅન પાદશાહ મીનોચેહેરના કરારનામા પછી કએકોબાદના છોકરા કએકાઉસે પોતાના અમલ દરમ્યાન માઝનદરાનમાં જેહાન પહેલવાન રૂસ્તમની બહાદુરી જોઇ તેને પાછો નવેસરથી ઝાબુલેસ્તાન, સીસ્તાન, કાબુલ વગેરે મુલક ઉપર રાજ્યઅમલ કરવાનો પરવાનો લખી આપ્યો, કે જેથી તેના વખત પછી કોઇ બીજો ઇરાની પાદશાહ તે મુલકોના તખ્તનો દાવો કરે નહિ. આ પ્રમાણે ઝાલ તથા રૂસ્તમ પોતાના મુલક ઝાબુલેસ્તાન યા સીસ્તાનમાં જઇ રહી હાકમી ચલાવતા હતા, અને જ્યારે ઇરાનીઓ ઉપર કાંઇ આફત આવી પડતી, ત્યારે તેઓ પોતાના ઝાબુલી તથા સીસ્તાની લશ્કરો સાથે ઇરાનના પાદશાહની ખીદમતમાં કમર બાંધતા હતા.

## સોહરાબ.

કે કસ દર જેહાન કુદકી નારસીદ—બદીન શીરમર્દી ઓ ગોર્દી ન દીદ
ઝ સામે નરીમાનો ગરશાસ્પે ગવ—બમર્દી ફેઝૂન બુદ ઝ ગોર્દાને નવ.

દુન્યામાં કોઇએ પણ સોહરાબના જેવી દલેરી અને પહેલવાની ધરાવતો નાનો છોકરો જોયો નથી. નરીમાનનો સામ અને જેહાન પહેલવાન ગેરસાસ્પ તથા બીજા સઘળા નવજુવાન પહેલવાનો કરતાં સોહરાબ વધારે જોરાવર હતો.

એક દિવસે નામદાર રૂસ્તમ તૂરાનના જંગલમાં શીકારે ગયો. શીકારની મોજ ચાખ્યા પછી રાતને વખતે જ્યારે તે સુઇ ગયો, ત્યારે કેટલાએક તૂર્કી સવારો તેના રખ્શ ઘોડાને ઘણી મુશ્કેલીથી કમંદમાં પકડી લઇ ગયા. રૂસ્તમે પોતાના ઘોડાને જોયો નહિ, તેથી જમીન ઉપર ઘોડાનાં પગલાંની પડેલી નિશાન ઉપરથી તે સમનગાન નામનાં શેહેર તરફ જઇ પૂગ્યો, અને ત્યાંના પાદશાહે તેની ઘણી મેહેમાનદારી કીધી. આયંદે તે ત્યાંના પાદશાહની બેટી તેહમીના સાથે પરણ્યો. કેટલોક વખત પસાર થયા પછી રૂસ્તમે પોતાનો ઘોડો મેળવી ઇરાન તરફ ચાલૂ મૂક્યું.

નવમે મહિને તેહમીનાએ સોહરાબ નામના એક કદાવર અને બહાદુર બેટાનો જન્મ આપ્યો. જેમ જેમ સોહરાબ મોટો થતો ગયો તેમ તેમ તેની દલેરીની વાતો ચોતરફ પંથરાતી ગઇ, તે એટલા વેર કે તૂરાનના પાદશાહ અફ્રાસ્યાબને પણ કાને આવી. હવે અફ્રાસ્યાબે પોતાના સરદારો હોમાન તથા બારમાનને કિમતી ખજાના સાથે કેટલુંએક લશ્કર આપી સોહરાબ તરફ મોકલાવ્યા કે, તમો કોઇબી તદબીરથી બહાદુર સોહરાબને સમજાવી ઇરાન ઉપર હુમલો કરાવો, અને એવું બનવા ન દેતા કે સોહરાબ પોતાના બાપ રૂસ્તમને પીછાને. એ લડાઇમાં જો કોઇબી એક માર્યો જશે તો તે આપણા લાભનુંજ થશે, કારણકે જો બાપબેટા એકઠા થઇ તૂરાન ઉપર હુમલો લાવે, તો આપણામાંથી કોઇની મકદૂર નથી કે તેઓની સામે જાય. તૂર્કી સરદારો સોહરાબને ઇરાન ઉપર હુમલો લઇ જવા સમજાવવામાં ફાવ્યા, કારણકે છોકરવન સોહરાબે વિચાર્યું કે હું ઇરાન જીતી મારા બાપને ગાદીએ બેસાડું.

હવે સોહરાબ તૂરાની લશ્કર સાથે કુચ કરતો ઇરાનની સરહદ ઉપર આવેલા સપીદ નામના કિલ્લા તરફ આવી લાગ્યો. આ કિલ્લાનો સરદાર હજીર સોહરાબ સામે લડવા બહાર પડયો, પણ સોહરાબે તેને ઘોડાના જીન ઉપરથી ઉઠાવી લઇ કેદ કીધો. જ્યારે કિલ્લાના કોતવાલ બુદ્દા ગઝદહુમની બહાદુર બેટી ગોર્દઆફ્રીદે આવો મામલો જોયો, તેવોજ તેણીએ લડાયક સવારોનું બખતર પહેરી, બાળનાં ઝુલફાં બખતર નીચે છૂપાં રાખી, માથે રૂમી કોલાહ મૂકી, લડાઇનાં મેદાનમાં દલેર સોહરાબની સામે બહાર પડી. તેણીએ જતાંને વાર સોહરાબ ઉપર તીરનો વરસાદ વરસાવ્યો, અને બહાદુર સવારોની માફક લડાઇ કીધી. આવો મામલો જોઇ સોહરાબે માથા ઉપર ઢાલ ધરી અને તે સામે ધસ્યો. જેવો સોહરાબ નજદીક આવતો ગયો કે તેણીએ કમાન પાછી બાજુ ઉપર લટકાવી, અને નેઝો ઉઠાવીને સોહરાબ સાથ લડાઇ કીધી. લડતાં લડતાં સોહરાબે ગોર્દઆફ્રીદની કમરબંદ ઉપર એક નેઝો એવોતો જોરથી માર્યો, કે જેથી તેણીનો કમરબંદ ટૂટી ગયો, અને સોહરાબે તેણીને જીન ઉપરથી ઉઠાવી લેવાની કોશેશ કીધી. પણ બહાદુર ગોર્દઆફ્રીદ પોતાના ઘોડાના જીન ઉપર ઓસ્તવાર રહીને તુરત પોતાની તેજ તલવાર મેયાનમાંથી બહાર

ખેંચી, સોહરાબના નેજા ઉપર મારી તેના બે ટુકડા કીધા, અને પાછી જીન ઉપર બેઠી. હવે તેણીએ વિચાર્યું જે મારો હમનબરદ જબરદસ્ત છે, વાસ્તે એ મેદાનમાં ઉભુ રહેવું ખુબ નથી, તેથી તેણીએ મ્હોં ફેરવી તરતજ કિલ્લા તરફ ઘોડો ઝોંકાવ્યો. સોહરાબે પણ પોતાનો તેજ ઘોડો તેણીની પાછળ ડપટાવ્યો, અને ધસારો કરીને તેણીનાં માથા ઉપરની ટોપ ઉઠાવી લીધી, જેથી તેણીનાં બાળ ખુલ્લા થયા, અને તે બાનુનો ખુબસુરત ચેહેરો આફતાબની મીસાલે ઝળકતો થયો. જ્યારે સોહરાબે જાણ્યું કે તેનો હરીફ તો એક ઇરાની બાનુ હતી ત્યારે અજબ થઇ બોલ્યો કે

ઝનાન શાન ચુનીન અન્દ ઝ ઇરાનીયાન—ચે ગૂનન્દ મર્દાને જંગઆવરાન.

જ્યારે ઇરાનની બાનુઓ આવું લડાઇનું ખમીર ધરાવે છે, તો લડાયક મર્દો કેવા એક હશે!

હવે ગોર્દઆફ્રીદે જખમી દિલ સાથે કિલ્લામાં આવી આસરો લીધો, પણ નવજવાન સોહરાબનું દિલ તે માહતાબની ચેહેરેની બાનુને જોયાથી એશ્કમાં ગીરફતાર થયું. જ્યારે ગોર્દઆફ્રીદે સોહરાબને આવી હાલતમાં હજી સુધી કિલ્લા આગલ ઉભેલો જોયો ત્યારે તેણીએ કિલ્લાની દિવાલ ઉપરથી મ્હોં મલકાવ્યું, પણ અફસોસથી સોહરાબને કહ્યું કે

બેખનદીદો આનગહ બ અફસૂસ ગોફત—કે તોર્કાન ઝ ઇરાન નયાબન્દ જોફત.

અય દલેર તૂર્કી સવાર! ઇરાની ઓરતો કદીબી પારકી જાત-વાલાઓ સાથ એટલે કે તૂર્કીઓ સાથે શાદીના ગાંઠથી જોડાતી નથી.

હવે રાતનો વખત થવાથી સોહરાબે પોતાના ઘોડાની લગામ ફેરવી છાવણીનો રસ્તો લીધો, જ્યારે બીજી તરફથી ઇરાનીઓ કિલ્લો ખાલી કરી ચાલી ગયા. તેઓએ પાદશાહ કએકાઉસને સોહરાબની લડાઇથી જાણીતો કીધો, અને રૂસ્તમને સીસ્તાનથી બોલાવી મંગાવ-વામાં આવ્યો. સોહરાબ પણ પોતાના તૂર્કી લશ્કર સાથે ઇરાનમાં આવી પૂગ્યો, અને તેણે લડાઇની તૈયારી કીધી. જ્યારે રાત અંધારી થઇ ત્યારે પીલતન રૂસ્તમ એખલો તૂર્કી પોશાક પહેરી સોહરાબને જોવા તૂરાની છાવણીમાં દાખલ થયો. આ વખતે તેહમીનાનો ભાઇ ઝેંદહરઝમ કે જેને તેણીએ બંને બાપ દીકરાને ઓળખાણ કરાવવા

સોહરાબ સાથ મોકલ્યો હતો, તે રૂસ્તમને હાથે અંધારાંને લીધે અંજાણપણામાં માર્યો ગયો. આથી બાપ અને બેટા એક બીજાને પીછાન્યા વગર એકમેક સાથે લડયા.

હમહ બચ્ચહ રા બાઝ દાનદ સોતૂર—ચે માહી બદરયા ચે દર દસ્ત ગૂર
નદાનદ હમીન મરદુમ અઝ રન્જો સાઝ—યકી દુશ્મની રા ઝ ફરઝંદ બાઝ.

દરિયાની માછલી તથા જંગલના ગોરખર અને જાનવરો પણ પોતાનાં બચ્ચાંઓને પીછાની લે છે, પણ લોભ, લાલચ અને દગાને લીધે ઇનસાન પોતાના દુશ્મન કે ફરઝંદને પણ ઓળખી શકતું નથી.

એટલું છતાં કુદરતી રીતે લડાઇમાં સોહરાબના દિલની મહોબત રૂસ્તમ ઉપર દોડી અને તે બોલ્યો કે, અય સિંહની ચુંગાલના બહાદુર બુઝોર્ગ પહેલવાન! મને તો એમજ લાગે છે કે જેહાનપહેલવાન રૂસ્તમ તે તુંજ છે. રૂસ્તમની મતલબ આ લડાઇમાં તુર્કી જવાન પહેલવાન સોહરાબને મારી, પોતાની જેહાનપહેલવાનીનો દોર ચાલૂ રાખવાની હતી, તેથી તેને પોતાનું ખરૂં નામ છૂપાવી સોહરાબને કહયું કે જેહાનનો પહેલવાન રૂસ્તમ તે કાંઇ હું નથી. પહેલાં તો તેઓએ તીર, નેજા, ગોર્ઝ તથા તલવારથી એક સખ્ત લડાઇ કીધી. જ્યારે હથીઆરોની લડાઇમાં કાંઇ વલ્યું નહિં ત્યારે તેઓ સિંહોની માફક કુસ્તી રમવા વળગ્યા, જેમાં સોહરાબે રૂસ્તમને જમીન ઉપર પટકી, ખંજર કહાડી તેનો જીવ લેવા ચાહયો. તરતજ રૂસ્તમે સોહરાબને કહ્યું કે અમારી લડાઇનો કાયદો આ પ્રમાણે છે કે પહેલી વખતની કુસ્તીમાં જીતનાર પોતાના હરીફને મારી નાંખી શકે નહિ, પણ જો તે બીજી વખત પણ જીતે છે, તોજ પોતાના દુશ્મનને મારી નાંખી શકે છે. નવજવાન સોહરાબ ભોળવાયો અને પોતાના હરીફને છોડી દીધો, પણ પછી બીજી કુસ્તીમાં રૂસ્તમે સોહરાબને જમીન ઉપર પટકી તરતજ ખંજરથી પોતાના બહાદુર બેટાનો સીનો ચીરયો. સોહરાબે એક કલ ખાધી, અને પછી બોલ્યો કે અય બઝોર્ગ પહેલવાન!

હરાન ગહ કે તેસ્નહ શુદી તો બખૂન—બયાલૂદી ઇન ખન્જરે આબગૂન
ઝમાનહ બ ખૂને તો તસ્નહ શવદ—બર અન્દામે તો મૂય દસ્નહ શવદ.
દેરીગા કે રન્જમ બયામદ બસર—નદીદમ દરીન હીચ રૂયે પેદર.

જ્યારે તું લોહીનો તરસ્યો થયો, ત્યારે આ પાણીનાં રંગના સાફ ખંજરને ખરાબ કરયું. પણ યાદ રાખજે કે જ્યારે ઝમાનો

તારા લોહીનો તરસ્યો થશે, ત્યારે આ શરીર ઉપરનાં તારા બાળ તને ખંજર મિસાલે ભોકાશે. અફસોસ! કે મારી મહેનત ફોકટ ગઇ, અને હું કોઇબી રીતે મારા બાપ રૂસ્તમનો ચેહેરો જોઇ શક્યો નહિ.

હવે રૂસ્તમને માલૂમ પડયું કે, પોતાને હાથે ભોગ થઇ પડેલો તુર્કી જવાન સોહરાબ તે કોઇજ નહિ પણ તેનો પોતાનો બેટો હતો, આથી રૂસ્તમે બહુજ ગમ ખાધો.

બગીતી હમહ બર શુદ ઇન દાસ્તાન—કે ચૂન કોસ્ત ફરઝન્દ રા પહલવાન.

જેહાનપહેલવાન રૂસ્તમે પોતાના બેટા સોહરાબને માર્યો તે વાત દુન્યામાં સઘળે પંથરાઇ ગઇ.

ચુનીન બુદ તા બુદો ઇન તાઝહ નીસ્ત—ગેઝાફે ઝમાનહ બઅનદાઝહ નીસ્ત
તોનીઝ અય બખીરહ ખરફ ગસ્તહ મર્દ—ઝ બહરે જેહાન દેલ પુરઝ દાધો દર્દ.

અરે ભાઇ! દુન્યાની શરૂઆતથીજ એ પ્રમાણે બનતું આવેલું છે, અને એમાં અજબ થવા જેવું કાંઇ નથી; કારણકે આ દુન્યાના ફાંટાની હદજ નથી. તો પછી અએ હરણફાળ થઇને ઉદાસ બનેલા મર્દ! આ બે પાંચ દિવસની દુન્યાને વાસ્તે તારૂં દિલ તું શું કરવા દુખી અને દર્દ ભરેલું રાખેચ.

## સીસ્તાનમાં ઉછરેલો શાહજાદો સ્યાવક્ષ.

આ પછી જ્યારે શાહ કએકાઉસને ત્યાં સ્યાવક્ષ નામનો ખુબસુરત બેટો જન્મ પામ્યો, ત્યારે કએકાઉસના કઢંગા સ્વભાવથી તેને દૂર રાખવા માટે રૂસ્તમે તે બાળકને પોતાને ત્યાં ઝાબુલેસ્તાન લઇ જઇ પુશ્કળ મહેનત લઇ તેને પાદશાહી તથા પહેલવાનીને લગતાં સઘળા હુન્નરો શીખવ્યા. આ પવિત્ર શાહજાદો સ્યાવક્ષ પોતાનાજ બાપની કઢંગી વર્તણુકને પરીણામે અને કસરેવજના દગાથી કમનસીબે નાની ઉમરે પોતાના સસરા તે તૂરાનના પાદશાહ અફ્રાસ્યાબનો ભોગ થઇ પડયો. સ્યાવક્ષના આવા અકાળ મોતથી રૂસ્તમ અને તેના તમામ કુટુંબે ભારી ગમ ખાધો, અને તે કારણને લીધેજ રૂસ્તમે અફ્રાસ્યાબ સામે દ્રઢતાભર્યા જંગો ઉઠાવી આયંદે અફ્રાસ્યાબનો નાશ કીધો.

## ફરામરોઝ.

જેહાનપહેલવાન રૂસ્તમ જે પોતાના બેટા સોહરાબના ગમમાં ગીરફતાર થયલો હતો, તેને ત્યાં હવે ફરામરોઝ નામનો ખુબસુરત

અને બહાદુર બેટો પેદા પડવાથી તેણે પોતાનો ગમ વીસરવા માંડયો. એ પછી કેટલોક અયામ ગુજરવા બાદ શાહ કએકાઉસના સ્યાવક્ષનો બેટો કએખુસરૂ ઇરાનની ગાદી ઉપર આવ્યો, ત્યારે તેણે ફરામરોઝને હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરવા ફરમાવ્યું. શાહ કએખુસરૂએ ફરામરોઝને કહ્યું કે

બદુ ગોફ્ત બરકશ સુયે હેન્દુવાન—હમાન મર્ઝે ખરગાહ તા જાદુવાન
બપરદાઝ કન્નુજો કશ્મીરો સેન્દ—બગીર અય સેપહ બુદ બહેન્દી પરન્દ
કનુન મર્ઝે હેન્દુસ્તાન આન તોરાસ્ત—ઝ કન્નુજ તા મર્ઝે દસ્તાન તોરાસ્ત
તોરા દાદમ ઇન પાદશાહી બદાર—બહર જાએ ખીરહ મકુન કારઝાર.

તું હિંદુઓ ઉપર ચઢાઇ કરી પેલા ખરગાહના મુલકથી તે છેક જાદુગરોથી વસાયલી ઝમીન વેરનો કનોજ, કેશ્મીર અને સિંધનો મુલક સઘળો જીતી લે. હવે હિંદુસ્તાનની ઝમીન તે તારીજ છે. કનોજથી તે ઝાલના મુલક વેરની સઘળી જમીન ઉપર તુંજ પાદશાહી કરજે, પણ કોઇ સાથે વગર કારણે લડતો ના.

આ પ્રમાણે ફરામરોઝ ઘણી મરતબે હિંદુસ્તાન ગયો હતો, અને ત્યાંના રાજાઓ અને ત્યાંની પ્રજા તેના વખાણનારા તથા દોસ્તો બન્યા હતા. આ પાદશાહ કએખુસરૂના વખતમાં આપણે ઉપર જણાવી ગયા છીયે તેમ અફ્રાસ્યાબ ઉપર સ્યાવક્ષનું વેર લેવા સારૂ ઇરાની અને તૂરાનીઓ વચ્ચે ભારે જંગો થયાં હતાં, જેમાં રૂસ્તમે અજાયબ જેવાં બહાદુરીનાં કામો કરી બજાવ્યાં હતાં. અંતે અફ્રાસ્યાબ ઇરાનીઓને હાથે હાર ખાઇ માર્યો ગયો હતો.

જેહાન પહેલવાન રૂસ્તમે લડાઇઓ પ્રસંગે બજાવેલી કીમતી સેવાના બદલામાં પાદશાહ કએખુસરૂએ પણ એક સનદ રૂસ્તમને નીચે પ્રમાણે લખી આપી હતી.

નવેશતન્દ અહદી ઝ શાહે ઝમીન—સરફરાઝ કયખુસ્રવે પાકદીન
ઝ બહરે સેપહ બુદ ગવે પીલતન—સેતૂદહ બ મરદી બ હર અન્જુમન
સપહદારે પીરૂઝો લશ્કર ફેરૂઝ—હમ ઉરા બુવદ કેશ્વરે નીમરૂઝ
નેહાદન્દ બર અહદ બર મોહરે ઝર—બર આઇને કયખુસ્રવે દાદગર.

જેહાનના સરઅફરાઝ પાકદીનના પાદશાહ કએખુસરૂએ દરેક અંજુમનમાં પોતાની મર્દી માટે વખણાયલા નામદાર રૂસ્તમને વાસ્તે એક સનદ આપી તેમાં લખી જણાવ્યું કે, નીમરોઝનો આખો મુલક તે

ફ્તેહમંદ સરદાર તથા લશ્કરના સણગારને સ્વાધીન રહેશે, અને તે સનદ ઉપર પાદશાહી રીત પ્રમાણે કએખુસરૂએ પોતાની સોનેરી મહોર કીધી.

આ ઉપરથી માલૂમ પડે છે કે છેક ઝોહાકના વખતથી તે શાહ કએખુસરૂ વેર જેહાનપહેલવાન કેરસાસ્પના ખાનદાનવાલાઓ ઝાબુલ, સીસ્તાન અને તેની આજુબાજુના મુલકો ઉપર સ્વતંત્ર સત્તાથી હાકમી ચલાવતા હતા.

શાહ કએખુસરૂએ કએકોબાદની તોખમવાલા લોહરાસ્પને પોતાનો ગાદીવારેસ જાહેર કીધો, અને પોતે આ દુન્યવી જંજાલમાંથી દૂર થઇ, જાણે કે આ જાલેમ ધરતીથી ધરાઇ ગયો હોય તેમ તે એકાંતવાસ કાજે એક રેતાળ બીયાબાનમાં ગુમ થઇ ગયો. ફિરદોસી જણાવે છે કે શાહઝાદાઓ તૂસ તથા ફરીબોર્ઝ અને પહેલવાનો ગેવ તથા બીજન જેઓ શાહ કએખુસરૂના ના કહેવા છતાં પેલા રેતાળ બીયાબાનમાં તેની સાથે ગયા હતા, તેઓ શાહ કએખુસરૂના ગુમ થયા પછી બરફના તોફાનમાં દટાઇ મરણ પામ્યા.

કએખુસરૂએ ગોફ્નેનશીન થવા આગમચ એક દૂરના કેયાની શાહઝાદા લોહરાસ્પને ઇરાનની ગાદીને લાયકનો ધારીને પોતાનું રાજપાટ તેને સોંપ્યું. લોહરાસ્પનો રાજ્ય અમલ શાંતીમાં ખતમ થયો, અને પોતાની બુઝોર્ગ વયને લીધે પોતાના હૈયાતીમાજ ઇરાનનું તાજોતખ્ત પોતાના બેટા કએગુશ્તાસ્પને સોંપી, પોતે ખુદાની બંદગીમાં બાકીની જીંદગી ગુજારવા લાગ્યો.



## પ્રકરણ નવમું.

### પવિત્ર દીનનું જાહેર થવું.

શાહ કએગુશતાસ્પના અમલ દરમ્યાન આપણા વખ્શુરે વખ્શુરાંન અશો સ્પિતમાન ઝરથુશ્ત્ર જાહેરમાં આવ્યા. જ્યારે તે ભલા શાહ કએગુશતાસ્પે તેવણ સાહેબની બેહેતર દીનની વાતો સાંભળી, અને બીજા ઘણાએક મોજેજાઓ જોયા, ત્યારે તેની તથા તેના સર્વે દરબારીઓની પૂરેપૂરી ખાતરી થઇ, કે જરથોશતી દીન ખોદાતાલા તરફથી મોકળેલી ખરેખરી દીન છે, અને બેશક કબૂલ કરવા લાયક દીન છે. ત્યાર પછી શાહ કએગુશતાસ્પે, તેનાં મુબારક ભાઇ ઝરીરે, તથા તમામ મુલકનાં બુઝોર્ગ સરદારો, હકીમો, દાનાઓ અને પહેલવાનોએ પોતાની કમર ઉપર કુસ્તી બાંધી ભલી માઝદયસની જરથોશતી દીન કબૂલ કીધી. શાહ કએગુશતાસ્પે પહેલવહેલી જરથોશતી દીન સીસ્તાનમાં ફેલાવી એવું 'પહલવી પુસ્તક અફદીહા વ સહીગીહાએ સીસ્તાન'નાં ૯ મા ફકરામાં જણાવ્યું છે. વળી તેના પછીનાં ફકરામાં એવું પણ ઉમેરેલું છે કે સીસ્તાનમાં આવેલા બોસ્ત શહેરમાં વસતા અહુમ સતુદાન નામના પવિત્ર પુરૂષે પણ શત ઝરથુશ્ત્ર સાહેબની સાથે વાદવિવાદ કરીને તેવણ સાહેબની અશો દીન કબૂલ રાખી હતી. એટલુંજ નહિ, પણ એજ પવિત્ર પુરૂષ અહુમ સતુદાને ૧૦૦ શાગેર્દોની મદદથી જરથોશતી દીન ફેલાવવાનું કામ ચાલુ રાખ્યું હતું.

આ પ્રમાણે જ્યારે શાહ કએગુશતાસ્પ જરથોશતી દીન ફેલાવાનો યત્ન કરવા લાગ્યો, ત્યારે તેને ભલી દીનને ખાતર તુરાનના પાદશાહ અરજાસ્પ સાથે ત્રણ ભારે દીની જંગો કરવા પડયાં હતાં, જેમાં આયંદે અરજાસ્પ શાહ ગુશતાસ્પના પહેલવાન બેટા રૂઇનતન અસ્ફન્દયારને હાથે મારયો ગયો. તુરાની અરજાસ્પ સાથના ભારી જંગમાં,

પાકઝાદ જરથોશ્તી શાહ કએગુશ્તાસ્પનાં બહાદુર બેટાઓ જેવા કે અર્દ-શીર, શીદસ્પ, નીવઝાર, ફર્શીદવર્દ, પાદશાહનો મોબારક ભાઇ ઝરીર, હકીમ જામાસ્પનો બેટો ગેરામી, તથા ઉંચી બુન્યાદનો શીરૂ વગેરે હઝારો ઇરાની સરદારો તથા લશકરોએ પોતાના પ્યારા જાનો જર-થોશ્તી દીનને ખાતર તે કીરતારને સ્વાધીન કીધા.

## અશો ઝરથુશ્ત્રની સેફતમાં.

બસી પાક પયઘમબરાન બુદહઅન્દ—ઝ દાનેશ બસી ગૂઇહા બોરદહઅન્દ
ઝરાતોશ્તે પયઘમબરે પાક રાય—બી હમતાશ કરદહ યગાનહ ખોદાય.

દુન્યામાં ઘણાએક પાક પયગમબરો થઇ ગયા છે, કે જેઓએ ડહા-પણમાં શ્રેષ્ટાઇ મેળવી છે, પણ તે એક પરવરદેગારે વખ્શુરે વખ્શુરાંન અશો સ્પિતમાન ઝરથુશ્ત્ર સાહેબને પોતાની જોડી વગરનાં પેદા કીધાં છે.

સેપાસ અઝ ખોદાવન્દે રૂઝી રસાન—કે બર દીને ઝરદોશ્તે એસ્પેન્તમાન
નદારીમ શોબહે બે પયઘમબરીશ—બદીન રાહો ઇન રસ્મો આઇનો કીશ.

તે રજકરોજી પહોંચાડનારા ખોદાના શુક્રાના! કે અમો તે શત ઝરથુશ્ત્ર સ્પિતમાન સાહેબની અશો રાહબરી, તેવણ સાહેબની ભલી દીન અને બતાવેલા કાયદા તથા ફરમાનો ઉપર જરાબી શક કે વસવસો રાખતા નથી.

હમી ખાહીમ અઝ દાવરે કેરદેગાર—કે માનીમ બર દીન બ ઓસ્તવાર
ખોદાયા ચુનાન કુન કે ઇન દીને પાક—બમાનદ બ મા તા કે ગરદીમ ખાક.

અમો તે ઇનસાફી ખોદાતાલા પાસે એવી દુવા ગુજારયે છીયે કે અમો ભલી જરથોશ્તી દીન ઉપર સાબેત કદમ રહયે. ઓ પાક પરવ-રદેગાર! એવું કર કે અમારા શરીર પાછા ખાકમાં મળી જાય ત્યાં સૂધી અમો સાચ્ચા જરથોશ્તી તરીકે જીવ્યે.

બરાન નીક પયઘમબરે પાકઝાદ—ઝ માનેક પૂરે ફરેદુન બબાદ
દોરૂદો દોઆહા હઝારાન હઝાર—સલામો સેતાયેશ સના બીશોમાર.

તે પાકઝાદ ભલા અશો રાહબર ઉપર અમારી તરફથી હઝારાન હઝાર સલામ, સેતાયશ અને આફરીન હોજો!

## અસ્ફન્દયાર.

હમી નાલદ અઝ મર્ગે અસ્ફન્દયાર—નદારદ બજોઝ નાલહ ઝૂ યાદગાર
કે ઉ હસ્ત શહઝાદહો રઝમ ઝન—ફરરે ઇઝદી દારદ આન પાક તન
બરૂઝે જવાની હલાક આમદસ્ત—સરે તાજવર સૂયે ખાક આમદસ્ત.

ફિરદોસી અસ્ફન્દયારના મોતને વાસ્તે વીલાપ કરે છે, કારણકે રૂદન સિવાય અસ્ફન્દયારને વાસ્તે બીજું કાંઇ યાદગાર રહ્યું નથી. તે એક શાહઝાદો તેમજ પેહેલવાન પણ છે, અને તે પાક તનનો અસ્ફન્દયાર ખોદાઇ નુર પણ ધરાવે છે; જે કમનસીબે પોતાની જવાનીમાંજ માર્યો ગયો, અને તેનું તાજવાલું સર ખાકમાં પડયું.

જેમ શાહઝાદા ગુશ્તાસ્પે પોતાના બાપ શાહ લોહરાસ્પની જીંદગીમાંજ ઇરાનનું તાજોતખ્ત માંગ્યું હતું, તેમ શાહઝાદા અસ્ફન્દયારે પણ પોતાના બાપ શાહ ગુશ્તાસ્પની હૈયાતીમાંજ ઇરાનની રાજયગાદી મેળવવાની માગણી કીધી. આથી પાદશાહનું દિલ ચિંતાતૂર બન્યું. તેણે અસ્ફન્દયારને કહ્યું કે સીસ્તાન જઇ જો તું ઝાલના બેટા રૂસ્તમને જીવતો બાંધી લાવે, તો હું તને ઇરાનનું રાજ્ય આપું. અસ્ફન્દયારે આ વાત કંઇક આનાકાની સાથે કબૂલ કીધી, અને પોતાના ભાઇ પેશોતન તથા બેટા બહમનને લઇ ઇરાની લશ્કર સાથે સીસ્તાન તરફ કુચ કરી ગયો. એ પ્રમાણે તેઓએ સીસ્તાનની હદ આગલ આવી હેલમંદ નદીના કીનારા ઉપર છાવણી નાંખી.[1]

જ્યારે રૂસ્તમને માલૂમ પડયું કે શાહઝાદા અસ્ફન્દયારે તેના મુલક તરફ આવી હેલમંદ નદી આગલ પોતાની છાવણી નાંખી છે, ત્યારે તે તેની મુલાકાતે ગયો. વાતચીત દરમ્યાન અસ્ફન્દયારે રૂસ્તમને જણાવ્યું કે, મને મારા બાપ શાહ ગુશ્તાસ્પ તરફથી એવી રીતનું ફરમાન મળેલું છે કે, મારે રૂસ્તમને બાંધી તેની આગલ લઇ જવો, એ કારણસર હું અહિંયા આવેલો છું. ત્યારે રૂસ્તમ બોલ્યો કે

સખુનહાએ નાખુશ ઝ મન દૂર દાર—બ બદહા દેલે દીવ રન્જૂર દાર
મગૂ આનચે હરગેઝ નગોફ્તસ્ત કસ—બમર્દી મકુન બાદ રા દર કફસ.
નબીનદ મરા ઝેન્દહ બા બંદ કસ—કે રઉશન રવાનમ બરીનસ્તો બસ
બમર્દી ઝ દેલ દૂર કુન ખેશમો કીન—જેહાનરા બ ચશ્મે જવાની મબીન.

આવા નાખુશ સખુનો મારી આગલથી દૂર રાખ, આવી બદ વાતોથી તું કોઇ દેવનું દીલ રંજીદા કર; કોઇએ પણ હજી સૂધી મારી આગલ જે સખુનો બોલવાની હિંમત કીધી નથી, તેવા સખુનો તું

---

૧. અહિંયા મારે જણાવવું જોઈએ કે રૂસ્તમ અને અસ્ફન્દયારની લડાઈના દાસ્તાનેજ મને સીસ્તાન દેશની મુલાકાત લેવાને ઉશ્કેરયો હતો. અને ત્યાં આ તવારીખી હેલમંદ નદીનાં મેં દર્શણ કીધાં હતાં.

મને ના સંભળાવ, અને બહાદુરીથી પવનને હથેલીમાં પકડવાની કોશેશ ના કર. જ્યાંવેર હું જીવતો છું ત્યાંવેર કોઇ પણ મને બાંધેલો જોશે નહિ, અને મારા રોશન રવાનની પણ એજ માન્યતા છે. બહાદુરીથી તું તારા દીલમાંનો ગુસ્સો તથા કીનો દૂર કર, અને આ દુન્યાને જવાનીની નજરથી (મગરૂરીથી) ના જો.

ત્યારે અસ્ફન્દયારે રૂસ્તમને જવાબ આપ્યો કે

ચુનીન દાદ પાસોખ બદૂ નામદાર—કે ગર સર બેપીચમ મન અઝ શહરયાર
મરા ખુદ બગીતી નેકૂહેશ બુવદ—હમાન પીશે યઝદાન પેઝૂહેશ બુવદ.

જો હું પાદશાહના હોકમથી મારૂં સર ફેરવું તો મને આ દુન્યામાં બેઆબરૂ લાગશે અને ખોદા આગલ મને શરમાવું પડશે.

રૂસ્તમે અસ્ફન્દયારને ઘણોબી સમજાવ્યો કે મારા હાથ બાંધવા સિવાય બીજું જે કાંઇ તું કહે તે પ્રમાણે કરવા હું ખુશી છેવું, પણ ફોકટ. ત્યારપછી બન્ને લડાઇ કરવા મેદાને પડયા. લડાઇના મેદાનમાં અસ્ફન્દયાર રૂસ્તમની આગલ પોતે કીધેલાં કામોની તારીફમાં બોલે છે કે

નખોસ્તીન કમર બસ્તમ અઝ બહરે દીન—તેહી કરદમ અઝ બુતપરસ્તાન ઝમીન
હરાન કસ કે બરગશ્ત અઝ રાહે દીન—બકોશ્તમ બમયદાને તૂરાનો ચીન
ગુરીઝાન શુદ અર્જાસ્પ અઝ પીશે મન—બરીન સાન યકી નામદાર અન્જુમન
શનીદી કે દર હફ્તખાન પીશે મન—ચે આમદ ઝ શીરાનો આન અન્જુમન.

શરૂઆતમાં મેં જરથોશ્તી દીનને વાસ્તે કમર બાંધી, અને દુન્યામાંથી બુતપરસ્તીઓનો નાશ કીધો. જે કોઇ માણસો જરથોશ્તી દીનથી ઉલટા ચાલ્યા તેઓને મેં તૂરાન અને ચીન સામેની લડાઇઓમાં મારી નાંખ્યા. મારી લડાઇમાંથી તૂરાની સરદાર અર્જાસ્પ નાસી ગયો, અને તેની માફક તેનું લશ્કર પણ નાસભાગમાં પડયું. અય રૂસ્તમ! રૂઇનદેઝના કિલ્લા તરફ જતાં હફ્તેખાનમાં ત્યાંના સિંહો તથા જાદુગરોથી મારી ઉપર કેવી કેવી આફતો પડી તે તો તેં સાંભળ્યું હશે.

બચારહ બરૂઇનદેઝ અન્દર શુદમ—જેહાની બરીનગૂનહ બરહમ ઝદમ
બરઅફ્રાખ્તમ આતશે ઝરદેહેશ્ત—કે બા ઝન્દ આવર્દહ બુદ અઝ બેહેસ્ત
બરીરૂઝીયે દાદગર યક ખોદાય—બ ઇરાન ચુનીન આમદમ બાઝ જાય.

હું તાલમેલથી રૂઇનદેઝ નામના જાદુઇ કિલ્લામાં દાખલ થયો, અને ત્યાં મેં જાદુગર અર્જાસ્પને મારી સઘળાઓનો નાશ કીધો.

ત્યારપછી તે તરફ મેં ઝરથોશ્તનો પવિત્ર આતશ રોશન કીધો કે જે તેવણ સાહેબ ઝંદ અવસ્તાની સાથે બેહેશ્તમાંથી લાવ્યા હતા. તે ફ્તેહમંદ દાદગર એક ખોદાની મહેરબાનીથી ભલી જરથોશ્તી દીનનું કામ ત્યાં પાર ઉતારયાં પછીજ હું પાછો ઇરાનમાં આવ્યો.

જ્યારે નામદાર રૂસ્તમે શાહઝાદા અસ્ફન્દયારની આવી બહાદુરીની વાતો સાંભળી ત્યારે તેને પણ પોતે કીધેલાં ભારે જંગોનું દાસ્તાન આપતાં જણાવ્યું કે

ઝ મન બશનવ અય ગોર્દ અસ્ફન્દયાર—મબાશ ઇમન અઝ ગરદેશે રૂઝગાર
તો તકીયહ ચુનીન બર જવાની મકુન—ઝ પીરે જેહાનદીદહ બેશનવ સખુન.
નદાની તો અય પૂરે શાહે ગવાન—કે મન રોસ્તમમ દર જેહાન પહેલવાન.
મન અઝ કૂદકી તા શુદસ્તમ કોહન—બદીનગૂનહ અઝ કસ નબોરદમ સોખન
કે ગૂયદ બેરવ દસ્તે રોસ્તમ બેબન્દ—નબન્દદ મરા દસ્ત ચર્ખે બલન્દ.

તેહેમતન રૂસ્તમે રૂઇનતન અસ્ફન્દયારને જવાબ આપ્યો કે, અય પહેલવાન અસ્ફન્દયાર! જે હું કહું છું તે તું ધ્યાનથી સાંભળ. આ ઝમાનાની ગરદેશીથી તું ચિંતા વગરનો ના બન. તારી જવાની ઉપર તું એટલો બધો ભરૂસો ના રાખ, અને મારા જેવા દુન્યાની સુકી લીલી જોયલા એક બુઝોર્ગની વાત ઉપર તું પુખ્ત વિચાર કર. ઓ બહાદુર લોકોનાં શાહઝાદા! તું જાનતો નથી કે જેહાનનો પહેલવાન રૂસ્તમ તે હું છું. મારા બચપણથી તે જઇફ થયો છું ત્યાં સૂધી કોઇએ પણ કોઇને એવું ફરમાવવાની હિંમત કીધી નથી કે 'તું જા, અને રૂસ્તમના હાથ બાંધી લાવ.' પણ આ બુલંદ આસમાન પણ મારા હાથ બાંધી શકશે નહિ.

કોબાદો સ્યાવક્ષો કાઉસે કય—જેહાનગીર કયખોસરવે નીક પય
મરા મીનેશાનદન્દ પહલૂએ ખદ—ચુનાન ચૂન જેહાનપહેલવાન રા સઝદ.

તાજને જેબ દેનારા શાહનશાહો જેવા કે કયકોબાદ, સ્યાવક્ષ, કયકાઉસ અને જેહાન જીતનાર મુબારક કયખોસરૂ, મને હંમેશ પોતાની પાસે જેહાનપહેલવાનના દરજાને લાયક માન આપી સુનાની ખુરસી ઉપર બેસાડતા હતા.

બુઝોરગાન કે દીદન્દ બબ્રે મરા—હમાન રખ્શે ધોરરાન હેઝબ્રે મરા
હમહ જન્ગ ના કરદહ બેગુરીખતન્દ—હમહ દશ્ત તીરો કમાન રીખતન્દ.

જે બુઝોર્ગોએ મારૂં બબ્રેબ્યાન જોયું છે, અને મારા સિંહ જેવા

રખ્શ ઘોડાને ગર્જના કરતો સાંભળ્યો છે, તેઓ સઘળા લડાઇ કરયા વગર પોતાના તીર કમાન મેદાનમાં નાંખી નાસી ગયા છે.

ચૂ મન બર ગુઝશતમ ઝ જૈહૂન બર આબ—ઝ તૂરાન બ ચીન રફ્ત અફ્રાસ્યાબ
ચૂ કાઉસે કય શુદ બ માઝનદરાન—સખુન ગોફ્ત દસ્તાન બદી અનદરાન
બરફ્તમ બ તનહા બ માઝનદરાન—શબે તારો ફરસન્ગહાએ ગરાન
ને અરઝન્ગ માનદમ ને દીવે સપીદ—ને સનજદ ને અઉલાદે ધન્દી ને બીદ.

જ્યારે હું જૈહુન નદી (ઓકસસ) ઓળંગી તૂરાન ઉપર હુમલો લઇ ગયો, ત્યારે ત્યાંનો પાદશાહ અફ્રાસ્યાબ ચીન નાસી ગયો. જોકે મારા બાપ ઝાલે કયકાઉસને માઝનદરાન નહિ જવા ઘણોબી સમજાવ્યો, તોપણ તે ગયો, અને ત્યારપછી મેં એકલાએ અંધારી રાતોમાં મંજલ કાપી ત્યાં જઇ, અરઝંગ, સફેદ દેવ, સનજદ, ધંદીનો ઓલાદ અને બીદ જેવા ભારી દેવોને મારી શાહ કાઉસનો ત્યાંથી છૂટકારો કીધો.

હમાન અઝ પયે શાહ ફરઝન્દ રા—બકોશ્તમ દલીરે ખેરદમન્દ રા
કે ગોરદી ચૂ સોહરાબ દીગર ન બુદ—બ ઝુરો બ મરદીઓ રઝમ આઝમૂદ.

વળી શાહ કાઉસને ખાતરજ મેં મારા નવજવાન દેલીર બેટા સોહરાબને માર્યો, કે જેના જેવો બહાદુર લડાયક પહેલવાન તે ઝમાનામાં બીજો કોઇ હતો નહિ.

મન અઝ બહરે ઇન ફરરો અવરન્દે તો—બેજૂયમ હમી રાયો પયવન્દે તો
નખાહમ કે ચૂન તો યકી શહરયાર—તબહ ગરદદ અઝ ચન્ગે મન રૂઝગાર.

તારા આ ખોરેહ તથા કેયાની તખ્તને ખાતર હું તારી સાથ મારા જીગરથી દોસ્તી કરવા માગું છું, અને હું નથી ઇચ્છતો કે તારા જેવો જુવાન શાહઝાદો મારા હાથથી મારયો જાય.

એ પછી જેહાંપહેલવાન રૂસ્તમે નામદાર અસ્ફન્દયારને સમજાવી કહ્યું કે હું મારા હાથમાં બેડી નાંખવા નહિ દેવું, કારણકે તારા એવા કામથી મારૂં કીર્તિવંત નામ જાવેદાન સૂધી હલકું પડશે; પણ એ સિવાય બીજું તું જે કાંઇ ફરમાવે તે કરવાને હું તૈયાર છું.

બનામે નેકૂ ગર બેમીરમ રવાસ્ત—મરા નામ બાયદ કે તન મર્ગરાસ્ત.

જો હું બહાદુરીથી મરી જાવું તો તેની મને પરવા નથી. મને તો કીર્તિવંત નામ જોઇએ છે, કારણકે શરીર તો મરવાને સરજાયલુંજ છે.

રૂસ્તમે લડાઇ નહિ કરવા આટલો બધો સમજાવ્યા છતાં પણ અસ્ફન્દયારે જણાવ્યું કે

અગર ઝેનદહ ખાહી કે માની બજાય—નખોસ્તીન બતન બન્દે મારા બેસાય.

અગર જો તું જીવતો રહેવા માગતો હોય તો પહેલાં તું તારા શરીર ઉપર મને બેડી નાંખવા દે.

રૂસ્તમે જોયું કે નામદાર અસ્ફન્દયારની ખાહેશ બસ લડાઇનીજ બની છે, એટલે તે પણ લડવા તૈયાર થયો. બન્ને પહેલવાનો લડાઇ કરવા લાગ્યા, જેમાં રૂસ્તમ અને તેનો ઘોડો જખમી થયા, પણ અસ્ફન્દયારને એક પણ જખમ લાગ્યો હતો નહિ. કહે છે કે અશો ઝરથુશ્ત્ર સાહેબે પોતાની માથ્રવાણીથી અસ્ફન્દયારના શરીરને એવું બનાવ્યું હતું કે, તેની ઉપર કોઇ પણ પ્રકારના હથિયારોની અસર થઇ શકે નહિ, તેથીજ આ લડાઇમાં રૂસ્તમનાં કોઇ પણ હથિયારનો તેને જખમ લાગ્યો ન હતો.

હવે રાતને વખત રૂસ્તમ જખમી દીલ સાથે પોતાના મેહેલમાં પાછો ફરયો, ત્યારે બુઝોર્ગ ઝાલનું દીલ અંદેશામાં પડયું. આપણે ઉપર જોઇ ગયા છીયે કે ઝાલને અલબુર્ઝ પહાડ ઉપર સીમોર્ગે ઉધાર્યો હતો, અને જ્યારે સામ પોતાના બાળક બેટા ઝાલને ત્યાંથી લઇ ગયો, ત્યારે તે સીમોર્ગે ઝાલને પોતાનાં પીછાં આપી કહ્યું હતું કે, જરૂર પડે ત્યારે તું જો આ પીછાં બાળશે તો હું તારી આગલ હાજેર થવશ. બુઝોર્ગ ઝાલ રૂસ્તમના જખમોથી ચિંતાતૂર બનેલો હોવાથી તેણે પેલા પીછાં બાળ્યા કે સીમોર્ગ હાજર થયું. તેણે તૂરતજ રૂસ્તમ તથા તેના રખ્શ ઘોડાના જખમો સારા કીધા અને રૂસ્તમને જણાવ્યું કે, જંગલમાંથી પેલા ઝેરી ગઝ નામના ઝાડની ડાંખલી કાપી તેનો બે નોંકવાલો તીર બનાવી અસ્ફન્દયારની આંખમાં માર, કે જેથી તે જખમી થઇ મરણ પામશે.

રૂસ્તમે બીજે દિવસની લડાઇમાં સીમોર્ગના કહ્યા પ્રમાણે પેલો બે નોકવાલો ગઝનો તીર અસ્ફન્દયારની આંખોમાં મારયો, કે જેથી તે જખમી થઇ મરણ પામ્યો. મરતી વખતે અસ્ફન્દયારે જેહાન પહેલવાન રૂસ્તમને અરજ કીધી કે, 'તું મારા બેટા બહમનને ઝાબુલેસ્તાન લઇ જઇ લડાઇને લગતા હુન્નરો શીખવજે, તથા તેને ઇરાનની રાજગાદી અપાવજે.' રૂસ્તમે તે કબુલ કીધું અને બહમનને ઝાબુલમાંજ રાખી પોતાના બેટાની માફક વહાલથી તેની પરવરેશ કરવા લાગ્યો.



# પ્રકરણ દસમું.

## ઝાબુલીસ્તાનનાં નામાંકીત રાજ્યવંશનો અંત.



### નામદાર રૂસ્તમનું મોત.

કે હર કસ કે ઊ ખુને અસ્ફન્દયાર–બરીઝદ વરા બશ્કરદ રૂઝગાર
કનુન કોશ્તને રોસ્તમ આરીમ પીશ–ઝ દફ્તર હમીદુન બગોફ્તારે ખીશ.

જે કોઇ શખસ અસ્ફન્દયારને મારશે તેને આ ફરતો આસમાન જીવથી પતકરશે; હવે હું જૂના દફ્તરમાંથી રૂસ્તમના મરણની વાત લખું છું.

ઝાલને ત્યાં શગાદ ન મને એક બીજો બેટો હતો, જેને કાબુલના રાજાની છોકરી સાથે પરણાવ્યો હતો. કાબુલનો પાદશાહ દર સાલ રૂસ્તમને ખંડણી આપતો હતો, તે હવે સમજ્યો કે આ સગાઇ થયાથી રૂસ્તમ મારી પાસેથી ખંડણી લેવાનું બંધ કરશે. રૂસ્તમે તો તે લેવાનું ચાલૂ રાખ્યું, એ ઉપરથી કાબુલના પાદશાહ તથા શગાદને ગુસ્સો ઉપજ્યો, અને તેઓએ રૂસ્તમને મારી નાંખવાનો પ્રપંચ રચ્યો.

તે એવી રીતે કે શગાદ ઝાબુલેસ્તાન જઇ પોતાના સસરા સામે રૂસ્તમને ઉશ્કેરી કાબુલ લઇ આવે. જ્યારે રૂસ્તમ કાબુલ આવે ત્યારે કાબુલનો રાજા રૂસ્તમ પાસેથી માફી માંગી સુલેહ કરે. પછી તરતજ એક દબદબા ભરેલી મજલેસ સમારી રૂસ્તમને મેહેમાન તરીકે ખુશ કરી શીકારે લઇ જાય. ત્યાં તેઓએ એવી ગોઠવણ રાખી ઠેરાવ્યું કે, શીકારગાહમાં એક મોટો ખાડો ખોદાવી તેની અંદર ઝેરી પાણી પાયલા ભાલા, ખંજર, નેજા વગેરે ઉભા મુકાવી, તેના મ્હોડા ઉપર નરમ માટી નંખાવી તે ખાડો એવી તદબીરથી ઢંકાવી દે કે કોઇને તે વિષે કાંઇ પણ શક પડે નહિ; કે જેથી જ્યારે રૂસ્તમ શીકારગાહમાં દોડતો એ જગ્યાએ આવી લાગે કે તેમાં પડી તે મરણ પામે.

આ યુક્તીમાં તેઓ ફાવ્યા કારણ કે દગાખોર શગાદે ઝાબુલ જઇ રૂસ્તમને ઉશ્કેરયો કે 'કાબુલનો પાદશાહ તો હવે તારે વાસ્તે તથા આપણા ખાનદાનને વાસ્તે હલકા બોલો બોલે છે.' એ ઉપરથી રૂસ્તમ શીતાબી કરતો કાબુલ આવી પહોંચ્યો કે અગાઉથી કીધેલા પ્રપંચ

પ્રમાણે કાબુલના પાદશાહે માફી માંગી, અને રૂસ્તમને વાસ્તે દબદબા ભરેલી એક મજલેસ સમારી તેનો જીવ ખુશ કીધો. ત્યારપછી તે મક્કરબાજ પાદશાહે રૂસ્તમને શીકારગાહમાં લઇ જવાની અરજ કીધી, જે ઉપરથી રૂસ્તમ પોતાના રખ્શ ઘોડા ઉપર સવાર થઇ તેઓ સાથે શીકાર કરવા લાગ્યો. રૂસ્તમ એક ફરએ હરણની પુંઠ પકડતો જેવો પેલી ખાડાવાલી જગ્યા ઉપર આવી લાગ્યો, કે તેનો રખ્શ ઘોડો ભડકયો, અને ઉભો રહી ત્યાંની ઝમીનને પોતાની નાલથી ખોદવા લાગ્યો. કમનસીબે અહિંયા નામદાર રૂસ્તમ પોતાના વફાદાર ઘોડા રખ્શની ઇસારત સમજી શકયો નહિ. રૂસ્તમે પોતાના પગની એડ મારી કે તેને આગલ ચલાવે પણ તે ઘોડો પાછળે પગે હઠી મોટેથી હરનવા લાગ્યો, કે પોતાનો સાહેબ આ દગાવાલી જગ્યાથી માહીતગાર થઇ ફાંદામાંથી છૂટે. આ વખતે રૂસ્તમના મોતે તૈયારી કીધી હતી તેથીજ તેણે ગુસ્સામાં આવી પોતાના હંમેશના વફાદાર ઘોડાને કોરડાથી ફટકાવ્યો. આ ઉપરથી તે નેક ખસલત ઘોડો સમજી ગયો કે મારો સાહેબ હજીબી મારા કામથી સમજી શકતો નથી. અંતે તે ચતૂર રખ્શ ઘોડાએ પોતાના સાહેબને સહીસલામત ખાડાને પેલે પાર લઇ જવા પોતાના સઘળા કાવતથી એક કુદકો મારયો, તોપણ તેના પાછળા પગો તે ખાડામાં પડયા, અને તે ઘોડાના તથા રૂસ્તમના બદનમાં પેલા ઉભા મૂકેલા ઝેરી પાણી પાયલા હથિયારો ભોંકાયા, તેથી તે બુઝોર્ગ પહેલવાન પેચ ખાવાલાગ યો.

હવેજ રૂસ્તમ સમજી ગયો કે આ દગો શગાદનોજ છે. રૂસ્તમે જખમી દિલે પોતાની કમાનમાંથી એક તીર છોડી દગાબાઝ શગાદને વીંધી નાંખ્યો, અને એ રીતે મરતી વખતે પોતે ખુશાળ બન્યો. મરણ પામતી વખતે રૂસ્તમ ખોદાને યાદ કરી બોલ્યો કે

ચુનીન ગોફ્ત રોસ્તમ કે યઝદાન સેપાસ—કે બૂદમ હમહ સાલહ યઝદાન શેનાસ
હમાન રાહે પયગમબરો દીને તો—પઝીરોફ્તમો રાહો આઇને તો
ચૂ દારમ રહે દીનો આઇને પાક—રવાનમ કોનૂન ગર બર આયદ ચે બાક.
ગુનાહમ બયામોરઝો પૂઝેશ પઝીર—કે હસ્તી તો બખશન્દહો દસ્તગીર.

'ખોદાના શુક્ર! કે હું હંમેશા એક ખોદાને પીછાનનાર તરીકે જીવ્યો છું. તારી તરફથી મોકલેલા પેગામ્બરની દીન તથા તે ભલી દીનના રાહરસમો મેં કબુલ કરયા હતાં. અને જ્યારે તે પાક દીનના

રાહરસમો પ્રમાણેજ હું ચાલ્યો છું ત્યારે હાલમાં જો હું મરી જાવું તો મને શું ખાસ્તી છે? અએ ખોદા! જો કાંઇ મારેથી ગુનાહ થયો હોય તે તું માફ કરજે, અને મારી માફી તું કબુલ કરજે, કારણ કે તુંજ બક્ષેક્ષનો કરનારો અને મદદનો આપનારો છે.'

એટલું બોલી આ નામચીન જેહાનનો પેહેલવાન રૂસ્તમ પોતાના સાવકા ભાઇના દગાનો ભોગ થઇ આ ફાની દુન્યામાંથી આખરે ચાલી ગયો. અફસોસ! ઝમાના! અફસોસ!

## ઇરાનીઓ તથા ઝાબુલીઓ વચ્ચે લડાઇ.

જ્યારે શાહ ગુશ્તાસ્પ પછી બહમન ઇરાનની ગાદીએ આવ્યો ત્યારે તેણે જોયું કે, જેહાન પહેલવાન રૂસ્તમ તો આ દુન્યામાંથી ગુજર પામ્યો છે, અને હવે રૂસ્તમના કુટુંબ ઉપર મારા બાપનો કીનો લેવાનો વખત આવી લાગ્યો છે, એવું વીચારી તેણે બલખથી ઇરાની લશ્કર સાથે સીસ્તાન તરફ કુચ કરી હેલમંદ નદી આગલ આવી છાવણી કીધી. ત્યારપછી તેણે ઝાલ ઉપર લડાઇનો પેગામ મોકલાવ્યો. બુઝોર્ગ ઝાલે ઘણી આજીજીથી શાહ બહમનને લડાઇથી હાથ ઉઠાવવા નસીયત લખી, પણ શાહનું દિલ કીનો લેવાનેજ તલપી રહેલું હોવાથી તેને લડાઇની તૈયારી કીધી. આ ઉપરથી ઝાલે ઝાબુલ શહેરના દરવાજા બંધ કરી પહેલવાનોના ચોકી પોહોરા મૂકયા. હવે ઝાબુલીઓ તથા ઇરાનીએ વચ્ચે એક ભારી લડાઇ થઇ જેમાં આખરે ઇરાનીઓ હાર ખાઇ પોતાને મુલક નાસી ગયા.

બીજી મરતબે શાહ બહમને ઝાબુલ ઉપર હુમલો કીધો, ત્યારે ઝાલ તથા તેની બેટી ખુરશેદબાનુ, પહેલવાન ફરામરોઝ તથા તેનો બેટો સામ, રૂસ્તમની છોકરી દલેર બાનુ ગોશસ્પ વગેરે ઝાબુલીઓએ પાછું મોટાં ઇરાની લશ્કરને હરાવી બહમનને કેદ પકડયો. આ લડાઇમાં ફરામરોઝ નો બેટો સામ મારયો ગયો.

કેટલોક વખત પછી કોઇક તદબીરથી બહમન કેદમાંથી છૂટી ઇરાન નાઠો, અને ત્રીજી મરતબે એક મોટાં ભારી લશ્કર સાથે કુચ કરતો આવી ઝાબુલ ઉપર હુમલો કીધો. આ વખતે પહેલવાન ફરામરોઝ તથા દલેર બાનુ ગોશસ્પ સીસ્તાનની નજદીક આવેલો મુલક બોસ્તમાં હોવાથી ઝાબુલીઓ હારયા, અને બહમને ઝાલને કેદ કરી ઝાબુલેસ્તાનના મુલકને તારાજ કીધો. જ્યારે ફરામરોજને

એ વિષેની ખબર પડી કે તરતજ ઝાબુલ, કાબુલ અને બોસ્તના મુલક-માંથી એક લશ્કર એકઠું કરી બહમનના ઇરાની, રૂમી અને ચીની લશ્કરની સામે આવી ઉભો. પહેલવાન ફરામરોજ, દલેર બાનુ ગોશસ્પ, અને જરબાનુ વગેરે નામદાર રૂસ્તમના ખેશીઓ પણ પોતાના જીવ ઉપર આવી ઇરાનીઓ ઉપર એકઠો હુમલો કીધો કે સુલતાની લડાઇ ચાલી. ઇરાનીઓ બહુ મોટી સંખ્યામાં હોવાને લીધે આ વખતે તેઓ ઝાબુલીઓ ઉપર ધાલેબ આવ્યા, અને બાનુ ગોશસ્પ જખમી થઇ.

હવે જ્યારે ફરામરોજે જોયું કે તેનું નસીબ બરગશ્તહ થયું છે, ત્યારે તેણે પોતાની બેહેનો બાનુ ગોશસ્પ અને જરબાનુ તથા કુટુંબની બીજી બાનુઓને ઉતાવળથી હિંદુસ્તાન તરફ જવાને અરજ કીધી; અને તેઓને સમજાવ્યું કે 'ત્યાં મારા ઘણા દેલાવર દોસ્તો છે, કે જેઓ તમારી ઉપર જાન ફીદા કરી તમારી ખીદમત કરશે; ત્યાર પછી હું આ બુરા પાદશાહ બહમન સાથે એક રસ્તાખેજની મીસાલ લડાઇ કરૂં.' બેઉ બેહેનોએ નાચાર થઇ ફરામરોજની અરજ કબુલ કીધી, અને તેઓ ઉગત રાહે મંજલ કાપતા કેશમીરના મુલકમાં જઇ પૂગ્યાં.

હવે પહેલવાન ફરામરોજ પોતાના બાકી રહેલા જીજ લશ્કરીઓ સાથે ઇરાની લશ્કર ઉપર તૂટી પડયો કે તેઓને અચ્છી રીતે પોતાનો લડાઇનો હાથ દેખાડે. તેણે એકલાએ બેશુમાર ઇરાની લશ્કરને માર્યું, પણ તેજ વખતે દુશ્મનો તરફના ભારી અને સામતા મારને લીધે તે પુશ્કળ જખમાં થઇ એક ઝાડના આસરામાં લગભગ બેફામ સ્થાતીએ જઇ બેઠો. એટલું છતાં તેણે કીધેલાં ભારી જંગને લીધે દુશ્મન લશ્કરમાં એવી તો ભારી ધાસ્તી બેઠી હતી કે તેનાં શરીરની જરાએ પણ હીલચાલ થતાંજ તે લશ્કર નાસભાગમાં પડી કચડાઇ મરતું. આયંદે ફરામરોજ મરણ પામ્યો અને તેના મોત સાથે સીસ્તાનનો પૂરો નાશ થયો.

કેટલોક વખત રહીને બહમને પોતાના કાકા પેશોતનના કહેવાથી બુઝોર્ગ ઝાલને બંદીખાનેથી છોડયો. અંતે ઝાલ પણ આ જેહાનમાંથી ચાલી ગયો, અને એ રીતે જેહાનપહેલવાન કેરસાસ્પના પહેલવાની ખાનદાનનો અહિંયા છેડો આવે છે.

એ બનાવને કેટલોએક વખત વહી ગયા પછી ખુદ કયાની વંશ ઉપર પણ કોઇ નહિ જણાયલી આફત આવી પડવાને લીધે તેનો

નાશ થયો, જોકે તે વંશની કયે વખત અને કયા પાદશાહના વખતમાં આખેરી આવી, તે ખાતરીપૂર્વક કહી શકાતું નથી.

કોજા રૂસ્તમો ઝાલો સામે સવાર—કે બુદન્દ ગરદનકશો નામદાર
ફરામરઝો સોહરાબો ગુદરઝો ગીવ—ચે ગશતન્દ ઇન જોમલહ ગોર્દાને નીવ.

ક્યાં ગયો જેહાનપહેલવાન રૂસ્તમ, તેનો બાપ ઝાલ અને સામે-સવાર, જેઓ બહાદુર, ગરદન ખેંચનાર અને નામવર હતા. રૂસ્તમના બેટાઓ ફરામરોજ અને સોહરાબ, ગોદર્ઝ અને ગીવ જેવા જોરેમંદ જવાનો તથા મર્દાના પહેલવાનો ક્યાં ગયા?

સેપન્જી તો અંદર સરાયે સેપંજ—ઝ બહરે સેપન્જી ચે બાશી બરન્જ.

અરે ભાઇ! આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં તું એક મેહેમાન અથવા પરોણા તરીકે આવ્યો છે, ત્યારે તુંને શા વાસ્તે આ દુન્યાની લાલચમાં પડી દુખી થવું જોઇએ.

. તવનગર બુવદ હરકેરા આઝ નીસ્ત—ખોનુક મર્દ કશ આઝ અમ્બાઝ નીસ્ત.

જે માણસને લોભ નથી તેજ ખરો તવંગર છે; અને ખરો ભાગ્યશાળી તો તેજ માણસ કહેવાય કે જેને લોભ નથી.

બેપાયાન શુદ ઇન દાસ્તાને કોહન—બમાન્દસ્ત ઇન યાદગારે કોહન
ફેરનગીઝ મનીઝેહો બાનુ ગોશસ્પ—હમહ નાઝનીયાને યઝદાન પરસ્ત
હમહ પાદશાહાન હમહ નામદાર—હમહ પહલવાનાન હમહ કામગાર
રવાન શાન બમીનુ હમી શાદ બાદ—હમહ કારે ઇશાન ફરખનદહ બાદ.

આ પ્રમાણે હઝારો વરસ ઉપર થઇ ગયલા આ દાસ્તાનનો અહિંયા છેડો આવ્યો છે, જ્યારે તેની બુલંદ યાદગારી પાકઝાદ શાએરાન શાએર ફિરદોસી તૂસીના શાહનામાથી હજી તલક રહેવા પામી છે. શાહનશાહ કયખુસરૂની માતા ફરંગીઝ, પાકદામન મનીઝેહ નામદાર રૂસ્તમની બેટી બાનુ ગોશસ્પ વગેરે યઝદાનનાં તરીકા ઉપર ચાલી મશહુર થઇ ગયલી અબળાઓનાં, તેમજ અદલ પાદશાહો, પહેલવાનો અને નામદારોનાં રવાનો પેલી જેહાનમાં ખુશ અને આબાદ રહો! તથા તેઓનાં કીધેલા ભલાં કામો આ જેહાનમાં હંમેશા સ્તુતિ પામેલા થાવો!



# પ્રકરણ અગીઆરમું.



## હખામની ઝમાનો અને સાસાની ઝમાનાના અંત સૂધીની સીસ્તાનની સ્થીતિ.



સીસ્તાનનાં નામીચાં જેહાંપહેલવાનોનાં વંશના અંત પછીથી સીસ્તાન યા ઝાબુલેસ્તાનની તવારીખ વિષે બીજું કાંઇ પણ જાણવાનું મળી શકતું નથી. ફક્ત છેક હખામની વંશના મહાન સ્થાપક સાઇરસ ધી ગ્રેટ, કે જેને ઇ૦ સ૦ પૂર્વે ૫૫૮ થી ઇ૦ સ૦ પૂર્વે ૫૨૯ વેર ઇરાન ઉપર અને લગભગ આખા એશિયા ખંડ ઉપર રાજ્ય કીધું હતું, તેને સ્કીથીયન લોકો સામે લડતાં સીસ્તાનીઓએ જે મદદ આપી હતી તેનો ઇસારો મળે છે. આ મદદના બદલામાં સાઇરસે તેઓને ખાસ હકો આપ્યા હતા. આ ઇસારા ઉપરથી માલૂમ પડે છે કે તે વખતે પણ સીસ્તાનીઓ લડાયક બળ ધરાવતા હતા.

હખામની ઝમાનાની આખેરીએ એલેકઝાન્ડર ધી ગ્રેટ (સીકંદર) ને હાથે ઇરાનની ભારી ખરાબી થઇ ત્યારે એવું કહે છે કે, ધર્મના રક્ષણને માટે ઘણાએક લોકોએ સીસ્તાનનાં પ્રાંતોમાં આસરો શોધ્યો હતો, અને જેટલો ધર્મ ત્યાં સચવાયલો રહ્યો હતો તેટલો બીજે કોઠે પણ હતો નહિ.

એ પછીના અશ્કાની અથવા પારથીયન ઝમાનામાં પણ સીસ્તાનમાં જરથોસ્તી ધર્મ પૂરો સચવાયલો અને જળવાયલો હતો. પહેલવી પુસ્તક 'અફ્દીહા વ સહીગીહાએ સીસ્તાન' ના ૧૨ મા ફકરામાં લખેલું છે કે અશ્કાની ઝમાનામાં પણ ઝરથુશ્ત્રના સએન બોર્ઝ-મીત્રો યાને બોર્ઝ મહેર નામના પવિત્ર પુરૂષે એક નસ્ક ઉપર શરેહ લખી હતી. અશ્કાની પછીની સાસાની શાહાનશાહતમાં પણ જરથોસ્તી ધર્મ સીસ્તાનમાં જળવાયલો હતો. આફતમાં સપડાયલા જરથોસ્તીઓ સીસ્તાનનોજ આસરો શોધતા આવતા હતા તે આગલ ચાલતાં આપણે જોઇશું.

સાસાની શાહાનશાહતનાં વખતમાં સીસ્તાનમાં ઇરાન તરફથી નેમાયલા ખુદ સીસ્તાની હાકેમો રાજ્ય ચલાવતા હતા. સાસાની વંશનો બળવાન પાદશાહ ખુસરો કોબાદ (નોશીરવાન આદેલ) કે જેને ઇ૦ સ૦ ૫૩૧–૫૭૯ વેર ઇરાન ઉપર ફત્તેહમંદીથી રાજ્ય ચલાવ્યું હતું, તેને પોતાની રાજ્યની સત્તા છેક જૈહુન નદી વેર સ્થાપી ઇરાનની પૂર્વના સઘળા મુલકો જીતી લીધા હતા. આ પછી ઇરાનના છેલ્લા બહાદુર પણ કમનસીબ પાદશાહે યઝદગર્દ શહેરયારનાં વખતમાં ઇ૦ સ૦ ૬૩૬ માં કમબખ્ત કાદસિયાની લડાઇમાં તથા ઇ૦ સ૦ ૬૪૨ માં નેહાવંદની લડાઇમાં ઇરાનીઓએ હાર ખાધા પછી શાહ યઝદગર્દના કએખોસરૂ નામના એક અતલગના ખેશીએ પોતાનાં કુટુંબ કબીલા તથા બીજા માણુસો સાથે સીસ્તાન જઇ આસરો લીધો, અને ત્યારપછી તે ત્યાં હાકમી ચલાવવા લાગ્યો.

એઓના વંશજો ત્યારપછી સીસ્તાનમાં કેયાનીને નામે ઓળખાવા લાગ્યા, કે જે બુઝોર્ગ ટોળાના બચી રહેલા ઘણા જુજ કેયાનીઓ ઘણી પડતી હાલતમાં સીસ્તાનની ઉત્તરે આવેલા જલાલાબાદ ગામ તરફ હજીબી જોવામાં આવે છે.

હવે અરબોનો દોર સીસ્તાનમાં પણ ચાલૂ થયો અને કએખુસરૂ તથા બહમન પછી ત્યાંના હાકેમોનાં ઇરાની નામો પણ બદલાઇ ગયાં, જો કે કેયાની વંશ સીસ્તાનમાંથી દૂર થયું નહિ. લગભગ બે સદીના અરસામાં એ વંશના કોઇક ફાંટાઓ એટલી તો ગરીબ હાલતમાં આવી પડયા કે તે વખતે એ ખાનદાનનો લઇસ નામનો બાહોશ અને બહાદુર પુરૂષ કંસારાનો ધંધો કરતો ત્યાં જણાયો હતો. એ લઇસની તવારીખ મેં પાછળાં પ્રકરણમાં આપી છે, પણ એ લઇસ અને સીસ્તાનના કેયાની વંશના સ્થાપક સાસાની શાહઝાદા કએખુસરૂની વચ્ચે બે સદીનો અંતર હોવા છતાં કએખુસરૂના બેટા બહમન અને લઇસની વચ્ચે ફક્ત બેજ નામો સૂલેમાન અને ફરકાદ મળે છે. જેથી એ અરસામાં એ વંશના સાત આઠ ગૂમાયલાં નામોમાં કેટલાં નામો ઇરાની તરીકે ચાલૂ હતાં અને કયારે અરબ નામો શરૂ થયાં તે આપણાથી કહી શકાતું નથી. આ પાછળા ઝમાનાની તવારીખ આપણે આગલ જોઇશું.

# પ્રકરણ બારમું.

## સાસાની શાહનશાહતના અંત પછી ટુંક મુદ્દતમાંજ બરપા થયલાં નામીચા ઇરાની રાજ્યકુટુંબો.

## સફ્ફારી, સામાની અને ગઝનવી વંશો.

### ઇરાનમાં સ્વદેશી અમલ પાછો બરપા કરનાર સાસાની તોખમનો સફ્ફારી વંશનો કેયાની વીર યાકુબ લઇસ.

### સીસ્તાનમાં સાસાની ઔલાદના કેયાની રાજ્યકર્તાઓ.

સીસ્તાન એક રેતાળ બીયાબાન મુલકનાં ખુણામાં આવેલો હોવાથી ત્યાંની તવારીખ જેવી જોઇએ તેવી મળી શકતી નથી, તોપણ ઇરાનમાં અરબોની શાહાનશાહત સ્થપાયા પછીની આ દેશની ટુંક તવારીખ આપવાની મેં નીચે પ્રમાણે કોશેશ કીધી છે.

અરબોએ ઇરાન ઉપર જીત મેળવ્યા પછી સીસ્તાન પણ તેઓના હાથમાં ગયું, અને તે વખતનાં ખલીફાઓને ખંડણી આપતું થયું. પણ પછી ઇ૦ સ૦ ૯મી સદીની વચમાં આગળ જણાવી ગયા પ્રમાણે કેયાની ટોળામાંનો લઇસ નામનો એક બહાદુર પુરૂષ જે કંસારાનો ધંધો કરતો હતો, તેણે કોઇ કારણે સીસ્તાનની ગાદી મેળવી. આ વંશ સફ્ફારીને નામે ઓળખાય છે, કારણ કે લઇસ પોતે તે વખતે કંસારાનો ધંધો કરતો હતો. 'સફ્ફાર' એક અરેબીક શબ્દ છે, અને તેનો અર્થ કંસારો થાય છે. તે વખતે સીસ્તાનમાં કંસારાનો ધંધો ઘણો લાભકારક હોવો જોઇએ, કારણકે ત્યાંના ખંડિયેરોમાં ખોદકામ કરતાં કાંસાની ધાતુની બનાવેલી ચીજો તથા વાસણો મોટી સંખ્યામાં હજી પણ મળી આવે છે, અને બનવાજોગ છે કે મજબૂત બાંધાના કેયાની વંશના દૂરના કુટુંબીઓએ આ ફાયદાકારક ધંધો ઉપાડી લીધેલો હોવો જોઇએ. લઇસના મરણ બાદ એનો છોકરો યાકુબ ઇ૦ સ૦ ૮૬૪ માં

સીસ્તાનની ગાદીએ આવ્યો. એણે પંદર વરસ રાજ કીધું, તે અરસામાં પોતાના રાજ્યનો વિસ્તાર બહુ બહોળા પ્રમાણમાં વધારી પોતે આખા ખોરાસાનનો પાદશાહ બન્યો. એજ હેયાની યાકુબ લઇસે પહલવી બાસ્તાનનામાનો પહેલવહેલો ફારસી ભાષામાં તરજુમો કરાવ્યો હતો.

## પહલવી બાસ્તાન-નામુ.

અહિંયા મારે જણાવવાનું અગત્યનું થઇ પડશે કે, ઇ૦સ૦ ૨૨૬ માં પાર્સના હાકેમ અર્દશીર બાબેકાને અશ્કાનીયાન વંશના છેલ્લા પાદશાહ અર્દવાનને હરાવી ઇરાન જીતી સાસાનીયાન વંશની સ્થાપના કીધી હતી. આ પાદશાહની અગાઉ ધર્મની બાબદો ઉપર પૂરતું લક્ષ ન અપાયલું હોવાથી જરથોશ્તી દીનનાં લખાણો તથા ભણતરો ઘણા વેરવીખેર હાલતમાં થઇ ગયાં હતાં. આ પાદશાહ અર્દશીરે તે વેરવીખેર થઇ ગયલાં લખાણો તથા ભણતરોને એકઠાં કરાવી પોતાના વખતના કાબેલ દસ્તુરાન દસ્તુર તોસર પાસે તેઓને ફરીથી સીલસીલાબંધ ગોઠવાવ્યાં હતાં. એ રીતે અર્દશીર બાબેકાને જરથોશ્તી દીનને પાછી સજીવન કરવા માટે ઘણીજ ખંત અને ઉલટથી કામ કીધું હતું.

જ્યારે મહાન અર્દશીરે જરથોશ્તી દીનનાં વેરવીખેર થયલાં લખાણો તથા ભણતરોને એકઠાં કરાવ્યાં હતાં, ત્યારે એજ વંશના મુબારક પાદશાહ ખુસરો કોબાદ (નોશીરવાન આદેલ) કે જેને ઇ૦ સ૦ ૫૩૧-૫૭૯ વેર ઇરાન ઉપર અતિ જાહોજલાલી ભરેલી રીતે રાજ્ય કીધું હતું, તેને અસલી ઇરાની પાદશાહ પહેલવાનોની તવારીખી લખાણો જે પણ દીની સાહીત્યની માફક વીરવીખેર થઇ ગયાં હતાં, તે સઘળાંને એકઠાં કરાવી પોતાના ખજાનામાં તેનો સારો જેવો સંગ્રહ કરાવ્યો હતો. ત્યારપછી ઇરાનના છેલ્લા કમનસીબ પણ બહાદુર પાદશાહ યઝદગર્દ શહરયારે તે સઘળાં તવારીખી લખાણોને સીલસીલાબંધ ગોઠવવાનું તથા તેને પુસ્તકના આકારમાં બનાવવાનું કામ મદાયનના એક વિદ્વાન દાનેશ્વર દેહકાનને સોંપ્યું હતું. દાનેશ્વર દેહકાને એ પ્રમાણે પહલવી ઝબાનમાં એક પુસ્તક રચ્યું, કે જે પાછળથી બાસ્તાન-નામા તરીકે ઓળખાય છે. આ પુસ્તકમાં તેણે કયોમર્સથી તે ખુસરો પરવીઝનાં રાજ્ય વેરની તવારીખ લખી હતી.

હવે ઇ૦ સ૦ ૬૪૨ માં નેહાવંદની લડાઇમાં ઇરાનીઓએ અરબોને હાથે હાર ખાધા પછી ઇરાનની સલતનત સાથે એ પાદશાહની સઘળી માલમિલકત પણ અરબોને હાથ ગઇ, અને તેમાં આ બાસ્તાન-નામુ પણ ગયું. કહે છે કે આ બાસ્તાન-નામાનો એક અરબી તરજુમો ઉપર કહેલા સીસ્તાનનાં કેયાની હાકેમ યાકુબ લઇસનાં હાથમાં આવ્યો, અને તેની રગોમાં સાસાની પાદશાહી લોહી દોડતું હોવાને સબબે, પોતાનાં બહાદુર નેયાગાનોની પુરાતન તવારીખ જાણવાનો શોખ થવાથી, તેણે કેટલાએક જરથોશતી વિદ્વાનોને અને અબુ-મનસૂર અબદુર રઝક નામના એક કાબેલ માણસને ઉપર કહેલાં અરબી બાસ્તાન-નામાનો ફારસી ભાષામાં તરજુમો કરવાનું વગેરે કામ સોંપ્યું. એ વિદ્વાનોએ અને અબુ મનસૂરે ખુસરો પરવીઝથી તે યઝદગર્દ શહરયાર વેરની બાકી રહી ગયલી તવારીખ પણ ઉમેરી ઇ૦ સ૦ ૮૭૦માં પોતાનું પુસ્તક તૈયાર કીધું, જે બહુજ વખણાયું. એ ઉપરથી માલુમ પડે છે કે ઇ૦ સ૦ ૮૭૦માં બાસ્તાન-નામામાં સમાયલી તવારીખનો પહેલવહેલો ફારસી ભાષામાં તરજુમો કરવામાં આવ્યો હતો.

ખોરાસાનનો આ બળવાન હાકેમ યાકુબ લઇસ ઇ૦ સ૦ ૮૭૮ માં ફારસ પ્રાંતમાં મરણ પામ્યો. આ કેયાની સફ્ફારી વંશ લાંબો વખત ચાલુ રહ્યું નહિ, કારણકે ઓકસસ અથવા જૈહુન નદીની પેલે પાર બોખારાનાં સામાની વંશના રાજ્ય કર્તા શાહ ઇસમાઇલે બગદાદના ખલીફાની દગા ભરી ઉશકેરણીથી આસરે ઇ૦ સ૦ ૮૯૩ માં યાકુબનાં ભાઇ અમ્રને હરાવી સીસ્તાનમાં પોતાની સત્તા સ્થાપી પોતાની તરફનો હાકેમ નેમ્યો.

## ઇરાની તોખમનો મહાન શાહ ઇસમાઇલ.

આ સામાની વંશના શાહ ઇસમાઇલનાં બાપદાદાઓ પણ જરથોશતી હતા, કે જેઓ ઇરાની પહેલવાન બેહરામ ચોબીનની ઓલાદથી ઉતરી આવેલા કહેવાય છે. આ બેહરામ ચોબીન શાહ નોશીરવાન આદેલનો માનીતો સરદાર હતો. એને નોશીરવાનનાં છોકરા હોરમઝદનાં અમલ દરમ્યાન ઇ૦ સ૦ ૫૯૦ માં મોટી તુર્કી ફોજને હરાવી ત્યાંના ખાનને તાબે કીધો હતો. આ પછી શાહ હોરમઝદનાં અપમાનથી બેહરામ ચોબીનને ગુસ્સો આવ્યો, અને સાસાની વંશ સામે બળવો જગાડી, છેલ્લે તે ઇરાનનાં તખ્તનો દાવાદાર બન્યો; પણ હોરમઝદનાં છોકરા ખુસરો પરવીઝે

ઇ૦ સ૦ ૫૯૧ માં તેને હરાવી પોતે ઇરાનની ગાદીએ બેઠો. બેહરામ ચોબીન હવે નાસભાગમાં પડયો, અને આખરે હુન નહી ઓળંગી તૂર્કી મુલકમાં જઇ આસરો લીધો. એ રીતે આ સામાની ટાળો જે અરબોના જુલમથી વટલી ગયલો હતો, તે પહેલવાન બેહરામ ચોબીનની ઔલાદથી ઉતરી આવેલો હતો.

એ પ્રમાણેની સીસ્તાનના ઇરાની રાજ્ય વંશ તરફની પોતાની વિશેષતા છતાં આ મહાન પાદશાહ ઇસમાયલની રગોમાં પણ હજીબી જરથોશ્તી લોહી દોડતું હોવાથી તેણે પહેલવહેલો ખલીફાની સત્તાને ફટકો માર્યો, અને ઇરાનમાંથી અરબોનો દોર ઓછો કીધો હતો. હવે શીઆ પંથના મુસલમાનો કે જેઓ થોડો વખત અગાઉ જરથોશ્તીઓ હતા, તેઓનો રાજ્ય અમલ પાછો ઇરાનમાં જગેજગ ચાલવા લાગ્યો. શાહ ઇસમાઇલે ઇરાક, ખુજીસ્તાન, ફાર્સ, કેરમાન, બલ્ખ વગેરે મોટા મોટા મુલકો જીતી ત્યાં પોતાની સત્તા સ્થાપી હતી. એનું પાયતખ્ત બોખારા હતું, કે જે વિદ્યાનું મુખ્ય મથક હતું. શાહ ઇસમાઇલ ઇ૦ સ૦ ૯૦૭ માં મરણ પામ્યો.

આજ સામાની વંશના એક પાદશાહ નૂર બીજાએ જાણીતા શાએર દકીકીને અસલી ઇરાની પાદશાહ પહેલવાનોનું દાસ્તાન જે પહલવી ભાષામાં લખાયલું હતું, તેને ફારસી બેતબાજીમાં રચવાનો હોકમ કીધો હતો. દકીકીએ કેયાની શાહ ગુશ્તાસ્પ તથા તૂરાની સરદાર અર્જાસ્પ વચ્ચે જરથોશ્તી ધર્મને ખાતર જે દીની લડાઇઓ થઇ હતી, તેને લગતાં એક બે હજાર બેતો લખ્યાં કે તેની જીંદગીનો છેડો આવ્યો. દકીકીએ લખેલાં બેતો શાહનામામાં શાહ ગુશ્તાસ્પનાં દાસ્તાનમાં જોવામાં આવે છે.

આ વંશના પાંચમાં શાહ નસ્રે ઉપલા સફ્ફારી વંશના એક કેયાની શાહજાદા અહમદને ઇ૦ સ૦ ૯૨૧ માં સીસ્તાનની રાજ્યગાદી સોંપી, અને એવું કરીને તેણે પોતાના વડીલ શાહ ઇસમાઇલે કેયાની વંશના વડીલ અમ્રને કરેલા ગેરઇન્સાફનો બદલો વાલી આપ્યો. આ શાહજાદા અહમદના વખતમાં સીસ્તાન આબાદ બન્યું, અને એણે પોતાને નામના સીક્કા પણ સીસ્તાનમાં ચાલૂ કીધા હતા. ઇ૦ સ૦ ૧૦૦૫ માં મખ્યાત સામાની વંશનો છેડો આવ્યો, અને ગઝનવી વંશ સત્તા ઉપર આવ્યું.

## મહમદ ગઝનવી અને શાહનામુ.

મહમદ ગઝનવીએ ઇ૦ સ૦ આસરે ૧૦૦૮ માં સીસ્તાન જીતી પોતાનાં બાઇ નસને ત્યાંનો હાકેમ નેમ્યો. કહે છે કે આ યામીનીએ વંશના મહમદ ગઝનવીના બાપદાદાઓ પણ ઇરાનનાં છેલ્લા સાસાની પાદશાહ યઝદગર્દ શહરયારના વંશથી ઉતરી આવેલા હતા. તે કેયાની લોહીને મતાપેજ, જાણે કે પોતાનાં નેઆગાનોનાં નામો તથા કામો આ દુન્યામાં પાછા જગ આશકારા થાય, એવા ઇરાદાથી મહમદશાહ ગઝનવીએ અસલી ઇરાની પાદશાહ પહેલવાનોની છૂટી છવાઇ તવારીખો કે જે પહલવી તથા અરબી ભાષામાં લખાયલી હતી, તે સઘળીને પાછી એકઠી કરાવી જાણીતા શાએરાન શાએર પાકઝાદ ફિરદોસી તૂસી પાસેથી તેનો ફારસી બેતબાજીમાં તરજુમો કરાવ્યો હતો. એ રીતે ફિરદોસીએ ૬૦,૦૦૦ બેતો સાથની એક કેતાબ લખી કે જે ‘શાહનામુ’ તરીકે ઓળખાય છે.

એ પ્રમાણે આગલી સાસાની શાહાનશાહતના જુદા જુદા પ્રદેશોમાં વસ્તા ઇરાની જરથોશ્તી ઓલાદના લોકોમાં પોતાના વડીલોની જાહોજલાલીની યાદો, અને તે માટેની તેમની મગરૂરી એવી જળવાઇ રહેલી જણાય છે કે, તેથીજ એ ત્રણ ઇરાની જરથોસ્તી ઓલાદના રાજ્ય વંશોના વડીલોએ એ પુરાણી તવારીખ સજીવન કરવાની એક પછી એક તારીફ લાયક કોશેશ જારી રાખી હતી.

મહમદ ગઝનવીનાં મરણ બાદ એના વંશજો નબળા હોવાથી ઇ૦ સ૦ ૧૦૬૦ માં સલજુકી નામના તૂરકી ટોળાંઓ ઓકસસ નદી ઓળંગી ખોરાસાનનાં મુલકમાં દાખલ થયા, અને ત્યાર પછી તેઓએ ઇરાન જીતી ત્યાં રાજ્ય કરવા માંડયું.



# પ્રકરણ તેરમું.



## સીસ્તાન ઉપર તાતાર પ્રજાઓના ભયંકર હુમલાઓ.



ઇ૦ સ૦ ૧૦૬૭માં સીસ્તાન પાછું ઉપલા કેયાની હાકેમ અહમદના વંશના શાહજાદા તાહીરનાં હાથમાં આવ્યું. કેયાની તાહીરના મરણ બાદ એનો બેટો તાજુદ્દીન સીસ્તાનની ગાદીએ આવ્યો, કે જેણે મીલે કાસમાબાદ નામનો એક મીનારો બંધાવ્યો હતો, જે હજી પણ ઝાહીદાન શેહેરના ખંડિયેરથી પાંચ માઇલ દૂર ઉભેલો જોવામાં આવે છે, જેનું બ્યાન હું પ્રકરણ ત્રીજામાં આપી ગયો છું. ઇરાનમાં સલજુકી પાદશાહોનાં અમલ દરમ્યાન સીસ્તાનના કેયાની હાકેમો તેઓ સાથે સારો એખલાસ ધરાવતા હતા, અને તેથી જે વખતે સલજુકી શાહ સંજાર સામે કારાખીતાઇ નામની જાતે હુમલો કીધો હતો, ત્યારે સીસ્તાનીઓ પોતાના કેયાની મલેક તાજુદ્દીનની સરદારી હેઠળ રાજા સંજારની મદદે જઇ કારા ખીતાઇઓ સામે બહાદુરીથી લડયા હતા.

### ચંગીઝખાન.

કેયાની હાકેમોને સીસ્તાન ઉપર હાકમી ચલાવવાને લાંબો વખત થયો નહિ કે ઇ૦ સ૦ ૧૨૨૧ માં મોગલો ચંગીઝખાનની સરદારી હેઠળ ઓકસસ નદી ઓળંગી ખોરાસાનમાં દાખલ થયા, અને ટુંક વખતમાં તો તેઓનાં ટોળેટોળાંઓએ ઇરાનમાં પણ પગપેસારો કીધો. ઇ૦ સ૦ ૧૨૨૭ માં ચંગીઝખાને સીસ્તાન ઉપર હુમલો કીધો, ત્યારે કેયાની તાજુદ્દીન ગીયાલ તીજીન ત્યાંનો હાકેમ હતો. મોગલોએ ૧૯ મહિનાની લાંબી જેવી મુદત વેર ફરાહ પ્રાંતમાં આવેલા અર્ગ નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો, જે દરમ્યાન તેઓની મોટી ખુવારી થઇ હતી, અને તેઓનો સરદાર માર્યો ગયો હતો; તોપણ તેઓની ભારી સંખ્યાને લીધે આખરે તો મોગલો જીત્યા, અને સીસ્તાનનો હાકેમ નીયાલ તીજીન બહાદુરીથી લડતાં માર્યો ગયો હતો. આ તવારીખ ઉપરથી માલૂમ પડે છે કે ઇ૦ સ૦ ૧૨૨૭ વેર ફરાહ તથા

કલે-અ-કાહના મુલકો સીસ્તાનમાંજ સમાયલા હતા, જે મુલકો અસલી ઝાબુલેસ્તાનનો એક ભાગ હતો.

આ મોગલ સરદાર ચંગીઝખાન મધ્ય એશિયામાં મોટી મોટી લડાઇઓ લડી, લાખો માણસોની કતલ ચલાવી, ઇ૦ સ૦ ૧૨૨૭ માં મરણ પામ્યો. ઇ૦ સ૦ ૧૨૫૬ માં ચંગીઝખાનના વંશજોએ બગદાદને ઘેરો ઘાલી ઇરાનમાંથી ખલીફાઓની સત્તાનો સદંતર નાશ કીધો હતો. મોગલોનું પાયતખ્ત સમરકંદ હતું, પણ તેઓ તેની મધ્ય એશિયાની મહાન શાહાનશાહતને અખંડ ટકાવી શકયા નહિ.

ઓકસસ નદીનાં બીજે પારના એટલે ખોરાસાન બાજુનાં જીતેલા મુલકો ઉપર હાકમી ચલાવવા સારૂ તે વખતનું ખોરાસાનનું પાયતખ્ત હેરાતમાં મોગલો તરફથી હાકેમો નેમવામાં આવતા હતા, તોપણ સીસ્તાન, સબઝાવર યાને ઇસફીરાર તથા ફરાહના હાકેમો તો માત્ર નામનાજ તેઓને તાબે રહેતા, એ કારણસર હેરાતના મોગલ હાકેમો વારંવાર તેઓ ઉપર હુમલો લઇ જતા હતા. હવે ઇ૦ સ૦ ૧૩૩૫ માં અબુ સૈયદ સુલતાન કોઇ પણ વારેસ વગર મરણ પામવાથી ચંગીઝખાનના વંશનો છેડો આવ્યો, અને તે વખતનો હેરાતનો હાકેમ મુઝદદીન હુસેન ગૂરી પોતે સ્વતંત્ર રાજકર્તા તરીકે જાહેર થયો. આ તકે દરેક મુલકોના સરદારોએ હેરાતના હાકેમથી સ્વતંત્ર થવાની કોશેશ કીધી. આ વખતે સીસ્તાનનો કેયાની હાકેમ કુતબુદદીન પણ પોતે સ્વતંત્ર બન્યો. તેણે છેક કેરમાન વેર પોતાનો મુલક લંબાવ્યો હતો, એમ તેને નામના સીક્કાઓ ઉપરથી માલૂમ પડે છે.

## તૈમુરલંગ.

હજી તો ચંગીઝખાનનાં નામનો ચચરાત મધ્ય એશિયામાંથી દૂર થયો નહિ, એટલામાં તૈમુર નામના સમરકંદના તૂરાની સરદારે જૈહુન નદી ઓળંગી ખોરાસાનનો મુલક જીતી પાછી મધ્ય એશિયામાં મોટી મોટી લડાઇઓ લડી, લાખોની કતલ કરી, આખા ઇરાન, ખોરાસાન તથા સીસ્તાનના મુલકોને જીતી પોતાને તાબે કીધા. સીસ્તાનને લગતી અમીર તૈમુરની તવારીખ હું પ્રકરણ ત્રીજામાં ઝાહીદાન શહેરનાં ખંડિયેરનાં વિષયમાં આપી ગયો છું, કે ત્યાં

ઈ૦ સ૦ ૧૩૮૩ માં સીસ્તાનીઓ સામે લડતાં અમીર તૈમુરના પગમાં તીરનો એક કારી જખમ લાગ્યો, કે જેની અસરથી તે હંમેશનો લંગડો બન્યો. આ કારણસર તવારીખમાં તે તૈમુરલંગને નામે જાણીતો થયલો છે. અમીર તૈમુરનાં અમલ દરમ્યાન સીસ્તાન તેની તરફથી નેમાયલા ખોરાસાનનાં હાકેમને તાબે હતું કે જેનું પાયતખ્ત હેરાત હતું.

ઇ૦ સ૦ ૧૪૦૫ માં તૈમુરના મરણ બાદ એનો છોકરો શાહરૂખ મીરઝા આ મહાન શાહાનશાહત ઉપર અમલ કરવાને અશક્ત હોવાથી, જગેજગ બખેડાઓ ચાલૂ થયા, અને તૈમુરે જીતેલા મુલકોના હાકેમોએ હવે સ્વતંત્ર થવાની કોશેશ કીધી. એ રીતે કેયાની હાકેમ મુઝુદ્દીન હુસેન પણ હવે સીસ્તાનનો સ્વતંત્ર હાકેમ બન્યો. આ કારણસર શાહરૂખનો પોત્ર બાબર મીરઝા જે તે વખતે હેરાતનો હાકેમ નેમાયો હતો, તેણે સીસ્તાનના હાકેમને પૂરેપૂરો તાબે કરવા અમીર ખલીલ હીન્દુકહની સરદારી હેઠળ એક લશકર મોકલ્યું. આ બેઉ લશકર વચ્ચે ખુલ્લાં મેદાનમાં એક ખુંનખાર લડાઇ ચાલી. જેમાં સીસ્તાનીઓ મોટી ખુવારી સાથે હારયા, અને તેઓનો હાકેમ મલેક હુસેન ત્યાંથી નાસી કુહે ખાજાના પહાડ ઉપર ભરાઇ બેઠો, પણ અંતે તે પોતાના બેવફા નોકરને હાથે માર્યો ગયો. આ પછી સરદાર ખલીલે સીસ્તાનમાં એક ભારી ખુનરેજી ચલાવી તમામ દેશને વસ્તી વગરનું ઉજજડ બનાવ્યું. તેજ પ્રમાણે આ સરદારે સીસ્તાનીઓના મિત્ર રાજયો ફરાહ અને સબઝાવારના પણ તેવાજ હાલ કીધા. આ પ્રમાણે ઇ૦ સ૦ ૧૪૫૬ ના સાલની આજુબાજુના વખતમાં આ સીસ્તાન, ફરાહ અને સબઝાવાર જેવા ફળદ્રુપ મુલકો વસ્તી વગર ઉજજડ વેરાન જેવા દેખાવા લાગ્યા, એટલી હદ્દ વેર સરદાર ખલીલે તેઓનો નાશ કીધો હતો.

આટલી બધી આફતો આવી પડી તે છતાં પણ સીસ્તાનીઓ તથા ફરાહના રહેવાસીઓ જયાં સૂધી તેઓના શાહી ખાનદાનવાલાઓ જીવતા હતા ત્યાં સૂધી તેઓ પોતાને ત્યાં નેમાયલા પારકા હાકેમ તરફ માનની નજરથી જોતા ન હતા, અને કોઇબી રીતે તક મલતાં પોતાના મુલકમાંથી પારકાઓને હાંકી કાહાડવા તૈયાર રહેતા હતા,

એવો તે લોકોનો સ્વદેશાભિમાની જુસ્સો હતો. હવે ઇ૦ સ૦ ૧૪૫૭ માં હેરાતનો હાકેમ બાબર મીરઝા મરણ પામ્યો, અને તેની પછી તેના છોકરા સુલતાન સૈયદ તરફથી પેલા ખુની સરદાર ખલીલને સીસ્તાનથી બોલાવી લઇ બલ્ખનો હાકેમ નેમ્યો, અને સીસ્તાનનો કારોબાર નીઝામુદ્દીન યાહયાહ નામના કેયાની શાહઝાદાને પાછો સોંપવામાં આવ્યો. સરદાર ખલીલના હાથથી કેયાની ટોળાની થયલી ભારે કતલને લીધે હવે સીસ્તાનમાંથી તેઓનો દોરદમામ ઓછો થતો ગયો.



**સીસ્તાનમાંના સરે બન્દ નામના પુસ્તાની આજુબાજુનો દેખાવ.**

**A View around the Sar-i-Band in Seistan.**

(A view of the temporary dam, about ½ mile long, mainly constructed of tamarisk branches, at the place where the River Helmand divides into River Perian and River Seistan. This dam helps to raise the depth of the water of the River Seistan for feeding the canals.)

منظرهٔ سر بند سیستان

# પ્રકરણ ચોદમું.



## બારસો વરસોના અતિ લાંબા અરસા સૂધી રાજ્ય અમલ ભોગવનાર જરથોસ્તી લોહી અને ચાહો ધરાવતું નામીચું કેયાની વંશ.



### નામીચો વીર માહમુદ કેયાની, શાહે મશાદ.



### કેરમાનનાં જરથોસ્તી વીરો.

ઇરાનમાં અરબોનું રાજ્ય થવા છતાં પણ કેયાની નામનો સીસ્તાનમાં વસ્તો એક ટોળો કે જે પોતાને અસલી કેયાનીઓની ઓલાદથી ઉતરી આવેલો માનતો આવ્યો છે, એ આજથી લગભગ એક સદી આગમચ સૂધી સીસ્તાન ઉપર હકુમત ચલાવતો હતો. આગલ આપણે જોઇ ગયા છીએ કે એ 'કેયાની' નામ સાસાની વંશના એક શાહઝાદા કયખુસરૂએ સીસ્તાનમાં સ્થાપેલાં વંશને આપવામાં આવ્યું હતું. એ વંશની સ્થાપના ઇરાનમાંના સાસાની વંશના અંત પછી તૂરતજ થઇ હતી, અને લગભગ ઓગણીસમી સદીની અધવચે રાજ્યકર્તા વંશ તરીકે તે કાયમ રહ્યું હતું. હાલમાં જોકે એ વંશની સર્વે જાહોજલાલીનો અંત લાંબા વખતથી આવ્યો છે, તોપણ એના વશંજો તો હજી પણ હસ્તી ધરાવે છે.

### શાહ ઇસ્માઇલ સફવી.

ઇ૦ સ૦ ૧૫૧૦ માં ઇરાનના શાહ ઇસ્માઇલ સફવીએ ઉઝબેક નામના તૂરાની તાયફાઓને ઇરાનની પૂર્વેથી હાંકી કાહાડી, તૂરાની રાજ અમલનો છેડો લાવી, શીઆ પંથનો અમલ પાછો ઇરાનમાં શરૂ કીધો. તેણે પોતાની સત્તા છેક ખોરાસાન વેર લંબાવી તેમુરખાન નામના અફશારીને સીસ્તાનનો હાકેમ નેમ્યો. આ સરદાર ઘણો ઘાતકી હોવાથી સીસ્તાનીઓએ એક સંપ કરી તેને તથા તેની સાથના અફશા-

શીઓને હાંકી કાહાડયા, અને ત્યારપછી સીસ્તાનનાં મીર ઉમરાવોની આગેવાની હેઠળ સીસ્તાની રૈયતે અસલી કેયાની હાકેમોના ખાનદાન-માંથી માહમૂદ નામના જવાનને પોતાના હાકેમ તરીકે ચૂંટી કાહાડયો. હજી તો મલેક માહમૂદ પોતાને મળેલી સત્તાને મજબૂત બનાવે તે અગાઉ જાફર સુલતાન, કે જેને ઇરાનના શાહની દરબારમાંથી સીસ્તા-નના હાકેમ તરીકે મોકલવામાં આવ્યો હતો તે આવી લાગ્યો. સીસ્તા-નીઓનો એક ભાગ જે ચાલુ લડાઇઓથી કંટાળી ગયો હતો, તેઓએ તેના દરજ્જાને છાજતું માન આપી તે વખતનાં પાયતખ્ત કલ્લે-એ-ફત્હમાં તેણે દાખલ કીધો. આ ઉપરથી કેયાની મલેક માહમૂદને પોતાના સોબતીઓ સાથે કેટલોક વખત વેર સીસ્તાનની પોતાના કબજામાંની સલામત જગ્યાઓમાં જઇ આસરો લેવો પડયો, પણ ત્યાંથી છેક પાય-તખ્ત સૂધી હુમલાઓ લઇ જઇને ત્યાંના હાકેમને ઘણી તકલીફ આપતો રહ્યો. એવામાં ઇરાની સરકાર તરફથી તે હાકેમને સંગીન મદદ મળી, તેથી તેને મલેક માહમૂદ અને તેના સાથીઓ સામે હુમલો લઇ જવા માંડયો. મલેક માહમૂદ પોતાનાં સોબતીઓ સાથે હેલમંદ નદી ઓળંગી સામો આવ્યો, અને એક ભારે લડાઇ થઇ, જેમાં સીસ્તાનનો ઇરાની હાકેમ જાફર સુલતાન માર્યો ગયો, અને તેનું ઇરાની લશ્કર સીસ્તા-નની બહાર નાસી ગયું. એ રીતે કેયાની હાકેમ માહમૂદ મોટા દબ-દબાથી સીસ્તાનનાં પાયતખ્ત કલ્લે–એ–ફત્હમાં દાખલ થઇ રાજ્ય ચલાવવા લાગ્યો. એ અરસામાં તેને ઇરાનના શાહ સાથે સુલેહ કીધી અને શાહે તેને સીસ્તાનની હાકમી બક્ષી.

મલેક માહમૂદે પોતાની સત્તા ફતેહમંદીથી ચલાવી પોતાની નજ-દીકના દુશ્મનોને જેર કીધા; પણ તેઓએ ઠાગાથી તેને કેદ પકડી આયંદે મારી નાંખ્યો. એના બેટા જલાલુદીને પોતાના પિતાની સત્તા જાળવી રાખી, પણ ઉઝબેક નામની તારતર જાતના દોરને લીધે તે ઘણો હેરાન થયો, તેમજ તેના મુલકમાં તેઓની સત્તા વધતી ગઇ. આ ઉપરથી મલેક જલાલુદીન ઇરાનના શાહની મદદ લેવા ગયો, અને શાહે આખરે ઉઝબેકોને સીસ્તાનમાંથી હાંકી કાહાડી, તેને પાછી સીસ્તાનની હાકમી સોંપી. મલેક જલાલુદીન પછી તેનો બીજો બેટો મલેક હમઝા સીસ્તાનની હાકમી ઉપર આવ્યો, કે જેણે એવી તો સરસ રીતે રાજ્ય કારોબાર ચલાવ્યો, કે તેના મોત પછી તેની કબર આગલ

સીસ્તાનીઓએ એક મોટી ઝીયારતગાહ સ્થાપી.

## સાસાની ઔલાદનો નામીચો શાહજાદો શાહ માહમૂદ.

મલેક હમઝાને કાંઇ પણ બેટા ન હોવાથી તેના ભત્રીજાને અને તેની પછી બીજા બે વારસોને સીસ્તાનની હાકમી મળી. એમાંના છેલ્લાં મલેક ફતેહઅલીખાનને બે બેટા મહમદ હુસેનખાન અને માહમૂદ નામના હતા; પણ જ્યારે મલેક ફતેહઅલીખાનના ભત્રીજા અસાદુલ્લાખાનને શાહે સીસ્તાન વગેરેની હાકમી બક્ષી, ત્યારે મલેક ફતેહઅલીખાનના મજકુર બેટાઓ પોતાનો દેશ છોડી કેરમાન ગયા, અને ત્યાં લુન તરફ આગલ વધ્યા; તે અતરાફના આગેવાનો અને બીજી કેટલીએક કોમોના વડીલોએ કેયાની શાહજાદાઓની આગેવાની હેઠળ એકઠા થયા. અસલી ઇરાનનાં એ તેજ ભાગો હતા, કે જ્યાંની આગલી જરથોશ્તી વસ્તીએ સાસાની ઝમાના પછી અરબો સામે મહા બળતવારીથી લડાઇઓ ચલાવી હતી. વળી એ ભાગોમાં તે પ્રદેશ પણ સમાયલો હતો, કે જેમાં આપણા વડીલોએ હિંદુસ્તાન આવ્યા અગાઉ આસરો શોધ્યો હતો. તેથી આ વખતની ત્યાંની પ્રજામાં જરથોશ્તીઓની સારી જેવી વસ્તી હજી પણ કાયમ હતી, એટલુંજ નહી, પણ તે અતરાફની તમામ વસ્તીના જીગરમાં સાસાની ચાહ હજી પણ જીવતી હતી; અને તેથીજ આપણે સમજી શકયે છીયે કે, બીજા આસપાસના બળવંત રાજ્યકર્તાઓ હોવા છતાં, આ લગભગ સાધન વગરના સાસાની ઔલાદના શાહજાદાઓ તરફ એ બાજુની પ્રજા શા માટે એટલી ઢળી ગઇ હતી.

એ પ્રમાણે એ શાહજાદાઓની નામના એટલી તો વધી પડી કે ઇરાનના શાહ હુસેન સફવીએ મશહદના હાકેમ ફતેહઅલીખાનને ૧૨,૦૦૦ માણસોના લશ્કર સાથે એ ભાઇઓને જેર કરવા મોકલ્યો. નાના ભાઇ શાહ માહમૂદે ફકટ ૩૦૦ માણસો સાથે તે મોટાં લશ્કર ઉપર એવો તો બળતવારીથી હુમલો કીધો કે તે લશ્કરના સરદારને ઠાર મારયો, અને તે લશ્કરને હાંકી કાહાડયું. એ બીનાને શેજરત–ઓલ–મોલુક અને તારીખે જેહાનકુશાએ નાદીરી નામનાં જાણીતાં તવારીખી પુસ્તકો ટેકો આપે છે.

## અફઘાન સરદાર માહમૂદ ગીલઝાઇ.

આ બનાવ બન્યો તે વખતે અફઘાનીસ્તાનના મુલક ઉપર ઇરા-

નના સફવી શાહનો રાજઅમલ ચાલતો હતો. પણ એ વંશના છેલ્લા શાહ હુસેનના વખતમાં ઇરાની અમલદારોથી અફઘાનીસ્તાનમાં ઘણોએક જુલમ ગુજરવા લાગ્યો, અને તેમાં ખાસ કરી કંદહારને ઘણું ખમવું પડયું. તેથી એ વેળાની ઇરાની સરકારની નબળાઇનો લાભ લઇને એક અફઘાન સરદાર માહમૂદ ગીલઝાઇ ઇરાન ઉપર હુમલો લઇ આવ્યો. તે વેળાએ કેયાની શાહ માહમૂદે ઇરાની સરકાર તરફનો પોતાનો આગલો અંતર વીસરી જઇ તેના દુશ્મનો સામે લડવાની હામ ભીડી, અને યઝદ આવીને શાહ હુસેન ઉપર પોતાની મદદ આપવા માટેનો પેગામ મોકલાવ્યો; પણ શાહના અમલદારો ગીલઝાઇ સરદાર કરતાં કેયાની શાહ માહમૂદથી ઘણા બીહતા હતા, તેટલા માટે તેઓએ એ મદદ સ્વીકારી નહિ, પણ તે જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો જઇ ખોરાસાનમાં બનતા બનાવો ઉપર તેણે દેખરેખ રાખવી, એવી તેને સલાહ આપવામાં આવી.

શાહની પક્ષના આ પગલાંએ તેમણે પાછળથી ભારે પસતાવો કરાવ્યો હશેજ, કારણકે રૂડા કેયાની શાહ માહમૂદની મદદ અને પક્ષ જો તેમને એ વેળાએ સ્વીકારી હતે, તો પાછળથી જે ભંયકાર આફતો તેઓ અને તેઓના ખેશકબીલાઓ અને તેમની પક્ષના સર્વે જણ ઉપર આવી પડી હતી, તે તેમને કદી ખમવી ન પડતે, એટલુંજ નહિ, પણ એ પછી ઇરાનની જે ભંયકર ખરાબી થઇ, તે થવાનું કારણુજ ન મળતે; તેમજ તે વેળાની ભોળી પણ બહાદુર અને બળવાન ૬,૦૦,૦૦૦ માણસોની જરથોશતી વસ્તી આજે સલામત અને ઇરાનની અંદર એક બળવાન પક્ષ તરીકે હૈયાત હતે.

## કેરમાનના બહાદુર જરથોશતી લડવૈયાઓ.

હવે એ અરસામાં માહમૂદ ગીલઝાઇએ કેરમાન સુધી ધસી આવી તે પ્રાંત જીતવાની કોશેશ કીધી. એ પ્રાંતમાં તે વખતે જરથોશતીઓની મોટી વસ્તી હતી, તેમને કુદરતી રીતે આ હુમલાથી ઘણું ખમવું પડયું, પણ એટલું છતાં તેઓ એવી બહાદુરીથી લડયા કે માહમૂદ ગીલઝાઇને તુરત ત્યાંથી હઠી જવું પડયું. એ ઉપરથી માહમૂદે જોયું કે જો આ બહાદુર જરથોશતીઓને તે પોતાની પક્ષમાં ખેંચે તો પોતાની નેમમાં તે સફળ નીવડે. એથી ઇ૦ સ૦ ૧૭૨૨ માં તે જ્યારે પાછો

બીજો હુમલો ઇસાન ઉપર લાવ્યો, ત્યારે તેણે કેરમાન અને યઝદમાં આવી ત્યાંના બહાદુર જરથોસ્તીઓને પોતાના આગલા સંકટોનું ગઝની સરકાર ઉપર વેર લેવા, તેમજ તેઓના બહાદુર અને નામીચાં વડીલોની નામના પાછી તાજી કરવા ઉશ્કેર્યા, અને પોતાની પક્ષમાં લીધા.

આ જરથોસ્તી લડવૈયાઓ એક બહાદુર અને પરહેજગાર જરથોસ્તી સરદારની આગેવાની હેઠળ માહમૂદના લશ્કરમાં જોડાયા. હેનવે નામનો એક બ્રિટીશ વેપારી મુસાફર જે એ એતરાફમાં થોડુંક પછી જઇ પહોંચ્યો હતો, તેના લખવા પ્રમાણે એ વીરનું નામ નસરઉલ્લા હતું, જે એ લખનારની ચૂક દીસે છે, કદાચ તે નોશીરવાન નામને બદલે ભૂલમાં તેણે લખ્યું હોય. કોઇ પણ રીતે તે સરદારની આગેવાની હેઠળ એ બહાદુર જરથોસ્તીઓએ એવા મહાન જંગના કામો કરી બતાવ્યાં, કે જેની અંદર બહાદુર અને જોરેમંદ અફઘાનો વારંવાર નિષ્ફળ ગયા હતા. બહાદુર તેમજ કળાબાજ જરથોસ્તી વીરોએ પોતાની જોરેમંદ બાજુઓ અને પોતાના ભારે કુહાડાઓથી કિલ્લાઓના દરવાજાઓ તોડી નાંખવામાં તેમજ કુવાઓ ખોદવાની પોતાની કુશળતાનો ઉપયોગ કરીને કિલ્લાની દિવાલોના પાયાઓ ખોદી કાહાડી તેઓને ઉરાડી મેલવામાં ફત્તેહ પામ્યા. એ પ્રમાણેની બહાદુર જરથોસ્તીઓની મદદથી ગીલઝાઇ સરદારે સફવી પાયતખ્ત ઇસ્ફહાન જીત્યું. તેમજ તમામ ફારસીસ્તાનનો પ્રાંત પણ નામીચા જરથોસ્તી સરદાર નસરઉલ્લાએ સર કર્યો; પણ તે અરસામાં બહાદુરીથી લડતાં તે જખમી થયો અને તેથી આયંદે તેનું મોત નીપજ્યું.

જરથોસ્તી વીરના માનમાં અફઘાન શાહે ઉભું કરાવેલું 'મોન્યુમેન્ટ.'

એ બહાદુર જરથોસ્તી સરદાર એવો વીરલો અને પવિત્ર હતો, કે સર્વે અફઘાન વીરો તેની ઉપર કુરબાન બન્યા. આયંદે જ્યારે તે ગુજર પામ્યો, ત્યારે માહમૂદે તેની યાદમાં એક દબદબાભર્યું 'મૉન્યુમેન્ત' ઉભું કર્યું, અને બે જરથોસ્તી મોબેદોને ત્યાં પવિત્ર આતશ રોશન રાખી તેની આત્માની શાંતી માટે બંદગી કરવા રોકયા, અને અફઘાન લોકો તેને એક મહા પવિત્ર સાધુ પુરૂષ તરીકે ગણીને તેની યાદ માનથી કરવા લાગ્યા. એ 'મૉન્યુમેન્ત' પાયતખ્ત ઇસ્ફહાન આગલની આરમીનીયનોની આરામગાહ આગલ ઉભું કરવામાં આવ્યું

હતું. આ ભલા વીરના મોતથી ફકત જરથોશ્તીઓ અને અફઘાનોજ દલગીર નહિ થયા, પણ ખુદ અફઘાનોના દુશ્મનો ઇરાનીઓ અને આરમીનીયનો તેઓથીબી વધારે દલગીર થયા, કારણ કે એ વીરલો પુરૂષ એવો ભલો હતો કે, અફઘાનોને હાથની શેકસ્તો પછી તેઓ તરફના ઇનસાફી અને રૂડાં વર્તણ માટે ફકત તેની ઉપરજ તેમને ભરોસો અને આશા હતાં.

જોકે એ ગીલઝાઇ સરદારે એ જરથોશ્તી સરદાર તરફ એવી ભલાઇ બતાવી હતી, અને પોતાના સંકટોનું વેર લેવાની આશાએ જરથોશ્તીઓ એની પક્ષમાં જોડાયા હતા, તેટલું છતાં આપણને અત્રે નોંધ લેયા વગર ચાલતું નથી કે પોતાની ફતેહ પછી એ ગીલઝાઇ સરદાર જેણે શરૂઆતમાં ઘણો ડહાપણથી અમલ ચલાવ્યો હતો, તેને તે પછી મગજ ખોહી દેવાથી ઇરાનમાં ભયંકર ખુનરેજી ચલાવી હતી, અને ખુદ શાહના કુટુંબનો દયાજણક રીતે નાશ કીધો હતો, અને આખરે પોતે ભરજવાન વયે ઇ૦ સ૦ ૧૭૨૫ માં મરણ પામ્યો હતો. એની પછી એનો પીત્રાઇ અશરફ અફઘાનોનો સરદાર બન્યો.

આવા સરદારની પક્ષમાં જરથોશ્તીઓ ખેંચાયા, તે એ સરદારની-તેઓની તરફની સમજાવતના પરીણામેજ બન્યું હતું, અને નહિ કે તેના તરફની તેમની કોઇ પણ પ્રકારની વળણને લીધે. પોતાની પુરાતન નામના અને અસલી છૂટાપણું અને મોહોટાઇ પાછાં મેળવવાની આરજુ તેમના જીગરોમાં એવી તો હર હંમેશની તાજી હતી કે, જ્યારેબી તેમની એ ઉમેદો બર લાવવાની કોઇ તેમને આશા આપતું, ત્યારે એ ભોળા લોકો તૂરતજ તેની પક્ષમાં જોડાઇ જતા, અને એ આશાએ તેઓ ભારી ભોગો આપતા. કમનસીબે એવા સરદારોમાં કેયાની શાહ માહમૂદ અને રૂડાં ઝંદ વંશના વીરો જેઓ તેમની એ આશા ફળીભૂત કરે એવા હતા, તેઓ કાવાદાવાથી ભોગ થઇ નાશ પામ્યા; જ્યારે બીજા એ સરદારોની મુખ્ય નેમો પોતાની મતલબ પાર પાડવાની હોવાથીજ તેઓ એમની એ આશા ફળીભૂત કરવામાં કાંઇ ખાસ કામ આવ્યા નહિ, બલકે એ પછીના એમના ભયંકર નાશનું તેઓ કારણ થઇ પડયા.

આ વેળાએ એક ગમ ઇરાની સરકાર, બીજી ગમ સીસ્તાનનો કેયાની શાહ માહમૂદ, ત્રીજી ગમ ગીલઝાઇ સરદાર માહમૂદ, ચોથી ગમ

હેરાતના અબદલી શાહ ઝમાનશાહ અને પાંચમી ગમ એજ અરસામાં ઉભા થયલા બીજા નામીચા સરદાર નાદીરશાહ, એ સર્વેની ચલવલોથી ઇરાનનાં પ્રદેશોમાં એવો તો ભારે ગુચવાડો અને લડાઇઓનો વંટોળ્યો ફરી વળ્યો કે, એ કઢંગી તકે જરથોશ્તી વીરો એ સરદારોના કાવાદાવાથી એ ઝગડામાં સંડોવાયાથી, તેમજ જે સરદારોની પક્ષ તેમણે લીધી હતી તેમની દગાફટકાથી થયલી આયંદહની નીશ્ફળતાને લીધે તેમણે ભારી ખમવું પડયું હતું, અને મોટી સંખ્યામાં તેમનો નાશ થયો હતો, અથવા તો પોતાનાં વતનથી નાસી છુટવું પડયું હતું. જોકે ખરેખરો છેલ્લો ભારી ફટકો તો તમામ ઇરાન ઉપર શ્રાપ સમાન થઇ પડેલા આગા માહમૂદશાહ કાજારને (ઇ૦ સ૦ ૧૭૯૬-૧૭૯૮) હાથે થયલી ભયંકર ખરાબીથી પડયો હતો.

## ઇરાની જરથોશ્તી વસ્તી.

ઇ૦ સ૦ અઢારમી સદીની શરૂઆતમાં ઇરાની જરથોશ્તી વસ્તી જે આસરે ૧૦,૦૦,૦૦૦ માણસોની અંકાતી હતી, તે હવે ઉપર જણાવેલા આગા માહમૂદશાહ કાજાર પછી ઇરાનની ગાદીએ આવનારા ફત્તેહઅલીશાહના (ઇ૦ સ૦ ૧૭૯૮-૧૮૩૬) વખતમાં માત્ર ૫૦,૦૦૦ની રહી હતી. એની પછી મહમદશાહના (૧૮૩૬-૧૮૪૬) વખતમાં તે પાછી ઘટીને ૩૦,૦૦૦ ઉપર આવી; અને જ્યારે નાસરૂદીનશાહના (૧૮૪૬-૧૮૯૬) વખતમાં ઇ૦ સ૦ ૧૮૫૪ ના સાલમાં બેહેસ્ત બેહેરેહ માણેકજી હાંટરયા (માનેકજી સાહેબ) ઇરાનમાં ગયા, ત્યારે તો માત્ર ૭૦૨૫ જરથોશ્તીઓજ ત્યાં બચી રહેવા પામ્યા હતા.

આ પછી માનેકજીએ ઇરાનની જરથોશ્તી કોમ ઉપરથી 'જજીયા' નામનો જાલેમ કર પચીસ વરસની અથાગ મેહેનત પછી ઇ૦ સ૦ ૧૮૮૨માં દૂર કરાવ્યો હતો, અને એ રીતે તે બીચારાઓએ પહેલવહેલો છુટકારાનો દમ ખેંચ્યો.

ઇ૦ સ૦ ૧૯૨૫-૧૯૨૭ માં જ્યારે હું બીજી વાર ઇરાન ગયો હતો, ત્યારે મેં લીધેલી ગણત્રી પ્રમાણે ૧૦,૦૫૦ જરથોશ્તીઓ ઇરાનમાં વસ્તા હતા, તથા ૫,૦૦૦ હિંદુસ્તાનના મલી જુમલે ૧૫,૦૦૦ ઇરાની જરથોશ્તીઓની વસ્તી* હાલમાં આંકવામાં આવેલી છે.

---

* વધુ વિગત માટે જુઓ મારી 'ઈરાન ભૂમીનો ભોમ્યો' નામની ચોપડીના પાના ૧૮૦-૧૮૫.

## ઇરાનના અંજાણા ભાગોમાં કહેવાતી જરથોશ્તી વસ્તી.

આપણે શાહનામા ઉપરથી જાણયે છીયે કે જ્યારે રૂડા શાહાનશાહ યઝદગર્દે ઇરાનનું ભવિષ્ય અંદેશાભર્યું જોયું, ત્યારે જે કોઇ લોકો ઇરાનની આફતથી રેહાઇ મેળવવા પારકા દેશો તરફ ચાલી જવા ઇચ્છતા હોય તેઓને મદદ કરવાની તેણે ગોઠવણો કીધી હતી.

વળી ઇરાનનાં દાનેશમંદ લોકો સેતારેશનાસીમાં ઘણા બાહોશ હોવાથી, એ છેલ્લા એયામની કાંઇક આગમચથીજ એ આવતી આફતથી માહીતગાર બન્યા હતા, અને ઘણાએક ઇરાનની અંદરની તેમજ બહારની સલામત જગ્યાઓએ નીકળી ગયા હતા.

ઇલ્મે ક્ષનૂમના મરહુમ શીક્ષકના કહેવા મુજબ હાલમાં જરથોશ્તી વસ્તી પાંચ બાજુએ વેહેંચાયલી માનવામાં આવે છે; એક હિંદુસ્તાનની, બીજી હાલના ઇરાનમાં જાહેર રીતે વસતી, ત્રીજી સાસાની શાહાનશાહતના અંતની ૧૦૦ વરસ આગમચ ઇરાનના યએચસ્તના ગુપ્ત પહાડી મુલકોમાં જઇ વસેલી, ચોથી એ અંતની ૫૦ વરસ અગાઉ એવીજ રીતે નીકળી જઇ કુહે દેમાવંદના ગુપ્ત ભાગોમાં જઇ વસેલા સાહેબદેલાન લોકોની વસ્તી, અને પાંચમી ગીલાન અને માઝનદરાનના મુલકો તરફના સલામત ભાગોમાં જઇ વસેલો ટોળો.

આ બીના મારી જાણમાં હોવાથી મારી ઇરાન મધેની મુસાફરી વખતે એ બાબદ ઉપર બને એટલી ખબર મેળવવા હું આતુર રહયો હતો. જ્યારે હું પહેલી વાર ઇ૦ સ૦ ૧૯૨૪ માં ઇરાન ગયો હતો, ત્યારે થોડાક દિવસ હું શીરાઝમાં પણ રહયો હતો. ત્યાંના એક જરથોશ્તી તરફથી મને ખબર મળી કે ત્યાં એક અંજાણો માણસ કોનસ્યુલેટ તરફના બેન્ડ સ્તેન્ડ આગલ ફરવા આવતો હતો, કે જેનો દેખાવ એક જરથોશ્તી દસ્તુરને વધારે મલતો આવતો હતો. તે ૬ ફીટ ઉંચો હતો, તથા તેનો દાઢી મુછ સાથનો ચહેરો દબદબાભર્યો હતો. તેને માથે બેઠી સફેદ પાગડી હતી. તેનો પોષાક સફેદ હતો અને તેની ઉપર ફૅાન રંગનો સાયો તેને પેહેરયો હતો. એ ગ્રહસ્થની મુલાકાત કરવાની આરજુથી હું મારા મિત્ર સાથે તે ફરવાની જગ્યાએ ગયો. એકાદ બે દિવસ તો એ મુલાકાતની તક મળી શકી નહિ, પણ મારા

ઉપડવાના દિવસની આગલી સાંજે તેમની મુલાકાત હમને થઇ, અને એ ત્રણુ મોનીત હમો સાથે તેમણે ઘણી અદબથી વાતચીત કરી; પણુ એથી વધુ તેમના સંબંધમાં જાણવાની મારી ઉમેદ હતી, તે જાણુવાની કમનસીબે મને પૂરતી તક મળી નહિ; કેમકે બીજેજ દિવસે અમારી પારટી શીરાઝથી ઉપડી ગઇ.

ઇ૦ સ૦ ૧૯૨૫-૧૯૨૭ની ઇરાનમાંની મારી બીજી મુસાફરી વખતે હું જ્યારે શીરાઝ તરફ જતો હતો, ત્યારે માર્ગમાં શાહપૂરના મખ્યાત કોતરકામો જોઇને શાહપૂરનું નામીચું જંગી બાવલું જોવા હું ગયો, તે વેળાએ એક શુદ્ધ સફેદ પોષાકમાં સજ થયલા ખુબસુરત ઘોડેસ્વાર જવાન સાથે મને મુલાકાત થઇ હતી. એક સાધારણુ ઇરાની કરતાં એક જરથોશ્તીના જેવો તેનો દેખાવ વધારે હતો, અને તેની મારા તરફની વળણુ પ્રીત ભરેલી હતી. કમનસીબે એ બહાદુર જવાન સાથે પણુ વધુ વાતમાં ઉતરવાનો મને સંજોગ મળ્યો ન હતો.

એક વેળાએ યઝદની એતરાફમાં આવેલા જાફરાબાદ નામના ગામમાં ધાર્મીક વાએજ આપવા હું ગયો હતો, ત્યાં વાત નીકળતાં મને માલૂમ પડયું કે તે ગામમાં અર્દશીરે મેહેર નામનો એક માણુસ રેહેતો હતો, તે એક વખતે મશદ તરફ જતા એક ઉંટના કાફલામાં જોડાયો હતો. એ મુસાફરી દરમ્યાન મશદ તરફના માર્ગમાં તેનું ઉંટ ગુમાઇ ગયું. તેને શોધતાં એક પહાડી કઢણુમાં આવેલા એક ગામ તરફ તે જઇ પહોંચ્યો. તે ગામના એક ઘરમાંથી આપણુા ક્રિયાકામ થવાનો અવાજ તેને કાને સંભળાયો, અને તજવીજ કરતાં તેને માલૂમ પડયું કે તે એક ૭૦ યા ૮૦ ઘરોનું નાનું જરથોશ્તી ગામ હતું. ત્યાંના રહીશોએ તેની બીજી મુસાફરી વખતે તેઓ માટે ૨૦૦ કુસ્તીઓ યઝદથી લાવવા તેને અરજ કીધી હતી. વળી એજ અર્દશીરે મેહેરથી બીજું એ જણાયલું છે કે એ ખોરાસાન તરફના લૂટારાઓ સાધારણુ રીતે કારવાન લૂટે છે, તેઓ જે કારવાનોમાં જરથોશ્તીઓનાં ઉંટો તેમને જનાતાં તેમને જતા મૂકતાં.

ઇરાનમાંની મારી બીજી મુસાફરીને છેવટે કેરમાન અને તેની એતરાફના મુલકમાં તૂરતનાજ ફરી આવેલા જવાન અને અંગ્રેજી શીખેલા જરથોશ્તી અરબાબ સાથે મને યઝદમાં મુલાકાત થઇ હતી. તેણે મને કહ્યું કે તેની કેરમાન તરફ ખબીસ ગામમાં આવેલી જાગીર ઉપર એક

બુઝોર્ગ જરથોશ્તી કામ કરતો હતો. તેની જુવાનીમાં યઝદમાં તેને જુલમથી મુસલમાન કરવામાં આવ્યો હતો, તેથી તે શરમનો મારયો કેરમાન તરફ જઇ રહયો હતો. ત્યાંથી એક વેળાએ તેને મશદ તરફ જવું થયું હતું. તે તીરંગાનનો હિંગામ હતો, અને એવાં જશનોમાં જે પ્રકારનો મેવો જરથોશ્તીઓ વાપરે છે તેવો મેવો એક દુકાન ઉપરથી ખરીદતાં એક મુસલમીન પોષાકમાં સજ થયલા માણસને તેણે જોયો. જરથોશ્તી જશનમાં વપરાતો મેવો એ માણસને શા માટે જોઇએ તેનો શક પેદા થવાથી તે તેની પુંઠે ગયો, અને તેની સાથે મિત્રાચારીભરી વાતમાં ઉતરયો, અને આચંદેહ એવું જોઇ કાહાડયું, કે તે તમામ હથિયારથી સજ થયલો ઉંટ સવાર તો એક જરથોશ્તીજ હતો અને તેની બાજુ ઉપર એક બારીક કસ્તી બાંધેલી હતી. તે સવારે પોતાને જરથોશ્તી તરીકે ઓળખાવી તે કેરમાની જરથોશ્તીને પોતાના ઉંટ ઉપર બેસી જઇ તેના મેહેમાન તરીકે પોતા સાથે આવવા અરજ કીધી. પોતાની ગોઠવણની તે આડે આવતું હોવાથી તેણે તેમ કરવા ના પાડયું, જે માટે તે કેરમાની જરથોશ્તી હજી સૂધી પસતાય છે; પ્યારા જરથોશ્તી ધર્મ ઉપરની તેની આસ્થા હંમેશા કાયમ હોવાથી તે હાલ પાછો એક જરથોશ્તી તરીકેનું જીવન ગાળે છે.

આવી રીતે ઇરાનમાં છૂપા જરથોશ્તી ટોળાઓ વસે છે, તેની શાહાદત મને ઇરાનમાંથીજ મળી હતી. એમાંના કોઇક ઇસ્ફહાન અને કેરમાન જેવા શહેરોના નાશ પછી તે શહેરોમાંથી નીકળી ગયલા કોઇ જરથોશ્તીઓ પણ હોય એ બનવાજોગ છે. ઇ૦ સ૦ ૧૯૨૪માં જ્યારે મેં કેરમાન તથા ઇસ્ફહાનની મુલાકાત લીધી હતી, ત્યારે એ બન્ને શહેરોની અતરાફમાં એ નાશ પામેલા જરથોશ્તી વસ્તીવાલા મોહોલ્લાઓની પણ મેં ખાસ મુલાકાત લીધી હતી. તે વખતે મેં જોયું હતું કે ખુદ મકાનોના નાશ કરતાં વસ્તીનો નાશ વધુ થયલો હોવો જોઇએ, કેમકે મકાનોમાંના ઘણાએક હજી પણ સાબેત છે, જ્યારે વસ્તી ત્યાં કાંઇએ નથી.

એ મુજબ અરબોના હુમલાઓ પછી દુશ્મનોને મારી કાહાડવા માટે બહાદુર જરથોશ્તી લડવૈયાઓએ જે ભારી યત્નો છેક બાર સદીઓ સૂધી ચાલૂ કીધા હતા, તેમની પોતાની અશો દીન માટેના એ ભારી ભોગોની જેટલી આપણે પ્રસંશા કરયે તેટલી થોડી ગણાશે.

અને આપણે ઉમેદ કરીશું કે ઇરાનમાં હવે એવી રોશની અને વિચારની છૂટ બરપા થાય, કે જેથી પોતાના અશો ધર્મની જાળવણીને ખાતર જે ટોળાઓ આવું છૂપું જીવન ગાળે છે, તેઓ પાછા જાહેરમાં આવે, અને આપણા અશો ધર્મની ઉન્નતીમાં પોતાનો હીસ્સો આપે.

## નામીચા કેયાની વીર શાહ માહમૂદનો અકાળ અંત.

હવે આગલ જણાવેલા કારણોએ જ્યારે ઇરાન અને ખોરાસાનમાં સઘળે બખેડા થવા લાગ્યા, ત્યારે તે તકનો લાભ લઇ, આપણે ઉપર ઇસારો કરયા પ્રમાણે કેરમાનનાં કેયાની શાહ માહમૂદે એ પ્રાંતના બહાદુર જરથોશ્તીઓમાંથી એક ચુનહી ફોજ ઉભી કીધી, અને તેઓની મદદથી ખોરાસાન પ્રાંતની રાજ્યધાનીનું મશહદનું પ્રખ્યાત શહેર ઇ૦ સ૦ ૧૭૨૨ માં તેણે જીતી લીધું. એ અરસામાં માહમૂદના વડા ભાઇએ સર્વે રાજ્ય સત્તા તેને સોંપી દીધી હતી. માહમૂદે મશદ શહેરમાં એ ફતેહ પછી એક મોટો સુંદર મહેલ બંધાવ્યો, તેમજ અસલી કેયાનીઓનાં તાજો તખ્તનાં જેવાં તાજ અને તખ્ત બનાવ્યાં. વળી પોતાની તાજપોશી માટેનો શુભ હિંગામ શોધી કાહાડવા બાહોશ જરથોશ્તી મોબેદોને પોતાની દરબારમાં બોલાવ્યા, અને અસલી કેયાની રાહ રસમોની ક્રિયાઓ સાથે કેયાની શાહ તરીકે મશહદની ગાદીએ બેઠો.

શાહ માહમૂદે આજુબાજુનો ભય જોઇ પોતાનાં લશ્કરને પૂરતી તાલીમ આપી લડાયક હથિયારોથી સજ કીધું. એજ લશ્કરમાં ઇમામકુલી જેને પાછળથી તહમાસ્પ કુલીનો એલકાબ મળ્યો હતો, તે એક સેપાહ તરીકે હતો, જે પાછળથી નાદીરશાહને નામે મોટી નામના મેળવી ગયો છે.

નાદીરશાહના લશ્કરમાં જે ૨૫,૦૦૦ જરથોશ્તી સેપાહોની બળવંત સૈન્ય હતી, કે જે સૈન્યએ હિંદુસ્તાન જીતવામાં તેને મોટી મદદ કરી હતી, તે જરથોશ્તી સૈન્યની શરૂઆત તો કેયાની શાહ માહમૂદનાજ વખતમાં થઇ હતી, એમ આપણે હમણાજ જોઇ ગયા છીયે. એ વખતે ઇરાનમાં ૧૦,૦૦,૦૦૦ જરથોશ્તીઓની વસ્તી હતી.

નાદીર કુલીએ પાછળથી કેયાની શાહ માહમૂદને છોડી, પોતાની જાતના અફશારીઓ તથા કુચાન શહેરના કુર્દ લોકોને ઉશ્કેરી શાહ માહમૂદ સામે બબે વખત બળવો કરાવ્યો, જેમાં તેને મોટી હાર સાથે

પાછું હઠવું પડયું. શાહ માહમૂદ સામેના નાદીરના પ્રયત્નમાં મદદ કરવા ઇરાનના શાહ તહમાસ્પે પોતાના સરદારને મોકલ્યો, પણ કેયાની શાહ માહમૂદે મહા બહાદુરીથી લડી, તે લોકોને કશી મચક આપી નહિ. કેટલાંએક વરસો સૂધી એ પ્રમાણે ચાલ્યું, જે અરસામાં નાદીરને ઇરાનના શાહનો મજબૂત ટેકો હોવા છતાં શાહ માહમૂદે નાદીરને સંખ્યાબંધ ભારે શેકસ્તો આપી કે જે એટલી બધી તો હતી કે જે બાબે આપણને આફ્રીન કર્યાં વગર ચાલતું નથી.

પણ આખરે શાહ માહમૂદના એક સરદાર પીર મહમદના દગાથી દુશ્મન લશકર મશહદમાં દાખલ થયું; અને આ વખતે પણ શાહ માહમૂદ મહા બળાતવારીથી લડયો, પણ આયંદે તે દુશ્મનોનાં હાથમાં આવી પડયો. એટલું છતાં તેના નામની સત્તા આસપાસના પ્રદેશોમાં એટલી બધી તો ચાલુ રહી કે નાદીરે તેથી ગભરાઇને એક સરદારને ઉશ્કેરી ઇ૦ સ૦ ૧૭૨૭ માં તેનું મરણ નીપજાવ્યું. એ રીતે આ બહાદુર કેયાની લોહી ધરાવતા જરથોસ્તીઓના દીલસોઝ શાહનો આવો અફસોસકારક અંત આવ્યો.

નાદીર અફશાર સાથની ચાલુ લડાઇઓથી કેયાનીઓની મોટી સંખ્યા મારી ગઇ હતી. શાહ માહમૂદના સાત શાહઝાદાઓ હતા અને તેઓની ઓલાદ આજે પણ સીસ્તાનમાં તેમજ ઇરાનનાં કોહીસ્તાન પ્રાંતમાં અને હિંદુસ્તાનના કોહાટ પ્રાંતમાં વસે છે.

## નાદીરશાહ.

### છેક બોખારા અને હિંદુસ્તાન વેર જંગ મચાવતા સાસાની ઓલાદના બહાદુર શાહઝાદાઓ.

એ પ્રમાણે નાદીરે ખોરાસાન જીત્યા બાદ એક મોટા લશ્કર સાથે ઇસ્ફહાન ઉપર હુમલો કીધો, અને ઇ૦ સ૦ ૧૭૩૦ માં ઇરાનમાંથી અફઘાનોને પાછા સદંતર હાંકી કહાડી પોતે ઇરાનનો શાહ થયો. આ વખતે નાદીરશાહે કેયાની શાહ મહમૂદના વડા ભાઇ મહમદ હુસેન ખાનના બેટા લુત્ફઅલીખાનને સીસ્તાનની ગાદી આપી હતી. કેયાની લુત્ફઅલીખાને નાદીરશાહ તરફથી મકરાનીઓ સામે લડાઇ કીધી, અને તેમને ભારી શીકસ્ત આપી, પણ તેઓનાં દગાથી તે માર્યો ગયો.

હવે નાદીરશાહે સીસ્તાનનું રાજ્ય તેના ભાઇ કેયાની ફતેહઅલી-ખાનને સોંપ્યું. આ બહાદુર હાકેમે નાદીરશાહની ભારી સેવાઓ બજાવી. તે અફઘાનીસ્તાનમાં ગયો, અને ખાઇબરનો પહાડી માર્ગ બળતવારીથી ઓળંગીને હિંદુસ્તાનમાં દાખલ થયો, અને ત્યાંના જંગોમાં નામના મેળવી. વળી તે છેક બોખારાના અમીર સામે પણ ફતેહમંદ ચઢાઇ લઇ ગયો હતો. કેયાની ફતેહઅલીખાનના એ મોટા સહાસોમાં તેના પિતા શાહ માહમૂદના લશ્કરોની તેને જે મોટી કુમક હતી, તેમાં શાહ માહમૂદનાં લશ્કરમાંના જરથોશ્તી વીરો પણ સામેલ હતા એ દેખઇતુંજ છે.

નાદીરશાહ સીસ્તાનીઓ પાસેથી ભારી ખંડણી લેવા લાગ્યો, તેથી અંતે સીસ્તાનીઓ કંટાળી જઇ નાદીરશાહથી સ્વતંત્ર બન્યા, અને જરૂર પડે તો તેની સામે લડવાને પણ તૈયાર થયા. તેવીજ રીતના જુલમથી કંટાળેલા લાશ–જુવેન, ફરાહ અને કલ્લે-એ-કાહના લોકો પણ સીસ્તાનીઓ સાથે મળી ગયા. આ કારણસર નાદીરશાહે મહમદ રેઝા-ખાન ફરકલૂ નામના અફશારીને લશ્કર આપી સીસ્તાન ઉપર હુમલો કરવા મોકલ્યો. એક સખ્ત લડાઇ ચાલી અને અંતે અફશાર સરદાર સીસ્તાનના કેયાની હાકેમ ફતેહઅલીખાનને ફૂસલાવી પોતાની સાથે તેને નાદીરશાહની આગલ કુચાનમાં લઇ ગયો, જ્યાં તેને ઇ० સ० ૧૭૪૭ માં દગાથી મારી નાંખવામાં આવ્યો. નાદીરશાહનું પણ એજ વરસમાં ખુન કરવામાં આવ્યું હતું.



# પ્રકરણ પંદરમું.



## સીસ્તાનના નામીચા કેયાની વંશની આખેરી.



### બહાદુર જવાન વીર લુત્ફઅલીખાન ઝંદ.

નાદીરશાહના મરણ પછી એનું રાજ્ય પડી ભાંગ્યુ. ઇ૦ સ૦ ૧૭૪૮ માં અહમદશાહ દુરાની નામના અફઘાન સરદાર હેરાત જીતી લઇ આખા અફઘાનીસ્તાનનો પાદશાહ બન્યો. એના વખતથીજ અફઘા- નીસ્તાન ઇરાનથી સ્વતંત્ર થયું, અને એની સત્તા બલ્ખથી તે છેક સિંધ વેર લંબાઇ હતી. આ વખતે સીસ્તાન પણ અફઘાનોની સત્તા હેઠળ આવ્યું, અને કેયાની માહમૂદ જે શાહે મશદ તરીકે ઓળખાતો હતો. તેના ભાઇનો છોકરો સુલેમાન તે વખતે સીસ્તાનમાં હાકમી ચલાવતો હતો. આ બહાદુર કેયાની નરે પણ અહમદશાહ દુરાનીની તરફથી લડીને કાઇન અને કરમાનનાં પ્રાંતો જીત્યા, અને ત્યાં તેણે હાકમી ચલાવી. ઇ૦ સ૦ ૧૭૮૧ માં કેયાની હાકેમ સુલેમાનખાનના મરણ પછી તેનો વડો દીકરો મહમદ નાસીરખાન સીસ્તાનનો હાકેમ બન્યો. એના મરણ પછી કેયાની સુલેમાનખાન અથવા ખાન જેહાનખાન સીસ્તાનની ગાદીએ આવ્યો, પણ તે નાહાન વયનો હોવાથી સર્વે સત્તા તેના બાહોશ કાકા બેહરામખાનના હાથમાં અફઘાન રાજ્ય કર્તાની સંમતીથી મેળવામાં આવી. પાંચ વરસના રાજ્ય અમલ પછી ખાન જેહાનખાન સવારી કરતાં પડી જવાથી મરણ પામ્યો, અને ત્યારપછી કેયાની બેહરામખાન ગાદીએ આવ્યો, એમ તવારીખનવેશો ગણે છે; પણ એના રાજ્ય અમલના પહેલાં બે વરસ જ્યાં સૂધી નામીચા શાહ માહમૂદના બેટી જે એનાં માતા અને મરનાર શાહઝાદાના બપાઇ હતાં, તેઓ હૈયાત હતાં ત્યાં સૂધી, તેમને નામે એણે રાજ્યઅમલ ચલાવ્યો. એ ઉપરથી ખુલ્લું દીસે છે કે એ બાનુ ઘણા બાહોશ અને રાજ્ય કારોબારમાં આગેવાની ભરયો ભાગ લેતાં હોવા જોઇએ. એ બાનુનાં મોત પછી કેયાની બેહરામખાને એકલી રાજ્યસત્તા ભોગવી.

આ મહાન કેયાની હાકેમ બેહરામખાને ઉજ્જડ થયલાં

સીસ્તાનને પાછું આબાદ કરવાની તારીફ લાયક કોશેશો કીધી હતી. આ હાકેમે નાશ પામેલી કેનાલોને સમારી પાછું પાણી વહેતું કરી સીસ્તાનને આબાદ કરી દેશમાં પાછો બંદોબસ્ત સ્થાપ્યો હતો. ખરૂં પૂછો તો બેહરામખાન છેલ્લોજ કેયાની હાકેમ હતો, કે જેણે સીસ્તાન ઉપર કાંઇક આપ અખત્યાર રાજ કીધું હતું. બેહરામખાન ઇ૦ સ૦ આસરે ૧૮૦૬માં મરણ પામ્યો.

આ કેયાની હાકેમ બેહરામખાનના વખતમાં ઇરાનમાં રાજ્યકર્તા ભલા ઝંદ વંશના જવાન અને રૂડાં બહાદુર વીર લુત્ફઅલીખાન ઝંદ તરફથી મહમદ કાજારની સામે લડેલા બલૂચોઓએ ઇ૦ સ૦ ૧૭૯૫માં પોતાના એ બહાદુર જવાન સરદારના માર્યા જવા પછી પોતાના બચાવમાં સીસ્તાન આવી આસરો લીધો હતો, કારણકે તે વખતે સીસ્તાન અફઘાનોની સત્તા હેઠળ ગણાતું હતું, તેથી ઇરાન તરફની હેરાનગતી ત્યાં પહોંચી શકે એમ હતું નહિ. આ બલૂચોઓનો ટોળો સીસ્તાનમાં હજી પણ છે, જેઓ નાહરૂઇના નામથી ઓળખાય છે.

### કેયાનીઓની ઓલાદમાં છેક છેવટ સૂધી પ્રકાશતું તેઓનું બુલંદ સાસાની ખોરેહ.

બેહરામખાનની પછી તેનો બેટો જલાલુદ્દીનખાન સીસ્તાનની ગાદીએ આવ્યો, પણ તે મોજશોખમાં પડી એવો તો બેપરવા બન્યો કે સીસ્તાનીઓએ તેને ગાદીએથી ઉઠાડી મૂક્યો, તેથી તે હેરાત અને હોકાતમાં જઇ રહયો. એટલું છતાં એ છેવટનાં ઝમાનામાં પણ એ શાહઝાદાઓનાં સાસાની લોહીનું ખોરેહ એવું તો પ્રકાશતું હતું કે છેક ઇ૦ સ૦ ૧૮૩૮ માં મેજર એબત નામનાં અંગ્રેજ સરદારે તેને હેરાતમાં જોયો હતો, ત્યારે તેના સુંદર અને દબાદબાભર્યા દેખાવથી તે છક થઇ ગયો હતો, અને મેજર એબત નોંધ લઇ ગયો છે કે, જ્યારે એ સાસાની શાહઝાદો હેરાતના કોઇ મોહોલ્લામાંથી પસાર થતો, ત્યારે ત્યાંની પ્રજા પોતાના હાથમાંનું કામ છોડી, એ સુંદર અને દબદબાભર્યા વીરને જોવા દોડતી.

હવે કેયાની હાકેમો નબળા હોવાને સબબે તેઓની સત્તા સીસ્તાનમાંથી ઓછી થતી ગઇ, તે એટલાવેર કે, ઇ૦ સ૦ ૧૮૩૯ માં તો તેઓની સત્તા સદંતર તુટી ગઇ હતી, અને સીસ્તાનનો દેશ સરબન્દી, સન્જારાની, નાહરૂઇ અને શાહરાકી નામની જાતોના વડાઓના

હાથમાં વેહેંચાઇ ગયો હતો. એ રીતે સીસ્તાનમાંથી સાસાની ઔલાદનાં કેયાનીઓના રાજઅમલનો અહિંયા છેડો આવે છે.

હવે એક બાજુથી સીસ્તાનની ઉપર કહેલી ચાર જાતો પોતપોતામાં લડી મરતી હતી, ત્યારે બીજી બાજુથી અફઘાનીસ્તાનની પ્રજા પણ પોતપોતામાં લડાઇ કરવા રોકાયલી હતી. તે તકનો લાભ લઇ ઇ૦ સ૦ આસરે ૧૮૬૬ ના સાલમાં ઇરાનીઓએ પરદેશથી સીસ્તાનમાં આવી વસેલા સરબન્દી ટોળાના વડાઓની મદદથી પૂર્વ દિશાએ પોતાના રાજ્યની હદ લંબાવી, સીસ્તાન દેશ જે અહમદશાહ દુરાનીના વખતથી અફઘાનોની સત્તા હેઠળ હતો, તેને પાછો પોતાનાં રાજ્ય સાથે જોડી દીધો. ધીમે ધીમે ઇરાનીઓએ સીસ્તાનમાં પોતાનો પગ પેસારો મજબૂત કરી ઇ૦ સ૦ ૧૮૯૬ થી ત્યાં પોતા તરફનો ઇરાની હાકેમ નેમતા આવ્યા છે. અફસોસકારક એ હતું કે એ હાકેમોમાંના કેટલાકે ત્યાંની રૈયતની કેયાની ખાનદાન તરફની ચાલુ પ્રીદાગીરી જોઇ તેમનો વધુ નાશ લાવવા માટે બનતું કીધું હતું.

જે વખતે મેં સીસ્તાનની મુલાકાત લીધી હતી, ત્યારે તે સાસાની ઔલાદના બાકી રહેલા ઘણા જુજ કેયાનીઓ, ગરીબાઇમાં પણ પોતાની એક વખતની બુઝોરગીનાં ટેકથી પોતાના દિવસો પસાર કરતા જોવામાં આવ્યા હતા. ઇરાનના હાલના નામદાર શાહ રેઝાશાહ પહલવીના અમલ દરમ્યાન સીસ્તાનમાં પણ સૂધારા વધારાઓ દાખલ થયા છે, અને તે અસલી દેશ એકવાર ફરીથી આબાદ થતો જાય છે; અને આપણે વધુ આશા કરીશું કે હાલની ઇરાની ઇનસાફી સરકાર એ પુરાણા સીસ્તાનનાં કેયાની રાજ્યવંશની હાલની ઔલાદ તરફ મદદનો હાથ લંબાવી તેમની ઉન્નતી માટે બનતું કરશે, અને તેઓની જે કિમતી જમીનો અને જાગીરો સરબન્દી અને શાહરાકી જેવા પરદેશી ટોળાઓ પચાવી બેઠા છે તે તેમને પાછી મેળવી અપાવશે.

એજ સાથે આપણુ જરથોશ્તીઓની પણ ખાસ ફરજ છે કે, આપણા છેલ્લા નામીચા સાસાની રાજ્યવંશનાં એ બાકી રહેલાં ચોખ્ખાં લોહીવાળા વંશવેળાના સંબંધમાં આવવાનો યત્ન કર્યે, અને તેમની ઉન્નતી માટે આપણાથી જેબી કાંઇ બને તે કર્યે.

જે નામીચા ખાનદાને લગભગ ૧૨૦૦ વરસો વેર સાસાનીઓનું નામ નામાંકીત રીતે જારી રાખ્યું, એટલુંજ નહિ, પણ છેક છેવટ

સુધી પોતાના અસલ મઝહબ માટેની દાઝ તાજી રાખી, તે કુટુંબને તેમના ભાગ્ય ઉપરજ છોડેલું રાખવું, એ આપણા વડીલો તરફ બેવફાઇ બતાવવા જેવું ઠરે. પોતાનું પવિત્ર લોહી ચોખ્ખું સાચવી રાખવા એ કુટુંબ આજે પણ પોતાની તરેહવાર મુસીબતો હોવા છતાં એટલું કાળજીમંદ છે કે, પોતાની વહાલી બેટીઓને ગમે એવા મોટા દરજજાવાળા બીજા કોઇને લગ્નમાં આપવા તેઓ સાફ ના પાડે છે, અને જો તેવો કોઇ સંજોગ ફરજયાત આવી પડે છે, ત્યારે તેઓ ભારી નાસીપાસ થઇ જાય છે. એવાં ચોખ્ખાં સાસાની લોહીનાં એ કુટુંબને આપણા માન અને દીલસોજી ઉપર હરેક પ્રકારનો હક છે, તે આપણે માન્ય રાખવો જોઇએ.

હાલનાં સીસ્તાનનાં સંબંધમાં એટલું તો અફસોસ સાથે આપણે જોઇએ છીયે કે, દેશનો અસલી દબદબો તેમજ સુંદરતા કશું કેઠે હવે રહ્યું નથી; એટલુંજ નહિ, પણ જે ઉમદા ખવાસના બહાદુર અને જગઆશકાર પહેલવાની લોકો એ ધરતી ઉપર વસ્તા હતા, તેઓનાં વંશજો પણ ત્યાંથી લગભગ દૂર થઇ ગયા છે, અને તેઓનાં દૂર થવાની સાથેજ એ દેશની સુંદરતા અને મોહોટાઇ પણ ગૂમ થયાં છે; અને તે મોટી અને આબાદ ઇરાની પ્રજાને બદલે આજે તો સક, અરબ, તારતર, અફઘાન અને બલૂચી તેમજ બીજાં લોકોનાં મિશ્રની એક ઘણીજ ઉતરતી પ્રજા ત્યાં વસે છે.

આપણે ઉમેદ રાખીશું કે, પવિત્ર અવસ્તામાં જે ભવિષ્યવાણી ભાખેલી છે, તે પ્રમાણે રૂડા અને અશો પુરૂષોની વસ્તી એ કીંમતી મુલકમાં પાછી બરપા થશે; અને એવા અશો મહા મંડળોની સ્થાપના ત્યાં થશે કે જેમાંથી જગતનું તારણ કરનાર ભવિષ્યના સોશ્યંત અશો અસ્ત્વત્-ઍરેત બહાર આવશે!



## *APPENDIX*

# SEISTAN*

### *The Country's Name.*

Seistan is a country behind which lies a romance. It is divided into two parts, one in the possession of Persia, and the other falling within the Afghan borders. Both these portions of Seistan contain famous ruins. The chief feature of the place is the great river Helmand, which is referred to in the Avesta as the Haetumant and was known by the Greeks as the Etymander. It has been mentioned in the Avesta as a magnificent and glorious stream, which shows that the land through which it flowed must have been very fertile. The river has gradually changed its course and the extent of the regions which it has rendered fertile has consequently also changed from time to time.

It appears that in the most ancient times this name Haetumant was applied to the country itself, and it is eleventh in the list of countries enumerated in the first Fragart of the Vendidad.

It seems that in later times the country had acquired the name Zavul which was also the name of its capital. Subsequently the fuller name Zabulistan was also applied to it.

The country is called Zaranka in the famous list of his kingdoms, which Darius Hystaspes has got inscribed at Bahistan; but by what name it was called in the intervening ages is not known.

---

* Lecture read and illustrated with Magic Lantern slides at J. N Petit Institute, Bombay, on the 20-2- 1930.

In the second century before Christ, the Sakas or the Scythians settled in the region of the Helmand River, and since then it has also been called Sakastana. The Arabs corrupted this name into Sajestan, which further became corrupted into Seistan, by which name only the country is now known.

The Iranians proper however appear to have continued the old name Zaranka, and even during the last days of the Sassanides it was called Zaranga which the Arabs corrupted into Zaranj. The later name Zari, sometimes applied to the country is apparently a corruption of this old name.

Firdausi has sometimes applied to this region the name Seistan and sometimes Zabulistan.

About the year 1040 A.D. the country began to be called Nimroz. The story runs that the celebrated Pir Khizr performed the miracle of filling up the lake of Seistan in '*Nim roz*', that is to say, "half a day"; and hence this name was given to the country. This explanation however is quite unsatisfactory and somewhat fantastic.

*The River Helmand.*

As stated before, the river Helmand has been steadily changing its course for years past, and hence different regions have been rendered fertile from time to time according to its changing course. The Helmand flows into the Hamun. The Persian word '*Hâmun*' means literally a desert or an expanse. The word then came to mean a shallow lake in such desert places or extensive plains. It seems that in ancient times the waters of the Hamun were fresh, but at pre-

sent they are brakish. The Hamun consists of Hamun-i-Puza, Hamun-i-Sawari, Darya-i-Singi and that expanse between Kuh-i-Khwajah and Sawari. The Avestan 'Kānsu' appears to be the same as the Hamun, and is called Kyānsih in the Pahlavi writings.

Besides the Helmand, there are two other rivers in Seistan, the Farah and the Khash. These also empty their waters into the Hamun. These rivers fertilize the land all along their route. As the volume of water they discharge into the Hamun varies during the year, the bounds of the Hamun undergo corresponding changes.

Hence the lands along the banks of the Hamun are annually inundated at certain times of the year and get dry afterwards. This process results in the growth of reeds and a kind of course grass thereon which is an excellent fodder for cattle. Hence it is that in Seistan are to be seen the best cows and horses in all Persia.

In the year 1902, the River Helmand ran dry. As there was no water for nearly 62 days, the Hamun in the Sawari basin also became entirely dry. This exposed the fish, which the people gathered in large quantities. The foundations of the ancient town of Sawari were also exposed at that time and people found coins and copper-seals, which were all oxidised. Even under ordinary circumstances, much fish and game are to be found in the Hamun which enable the people inhabiting its banks to live on them.

Though the country is poor at present, it has such a constant water supply, that by proper irrigation it

would be possible to turn the whole land into a very prosperous country.

*Capitals of Seistan.*

The most ancient capital city in the country of Seistan was probably Zavul or Zabul. What that was in later times is not certain, excepting that it was Zaranka in the Achaemenian period, and was said to be Ram Shahristan in the preceding times. The name of the capital appears to have been changed to Bina-i-Kai in the Sassanian period. Up to the tenth century A.D. the city of Bina-i-Kai continued in great prosperity. The great River Helmand had however shown a tendency to divert its course. So long as their prosperity continued, the people of the city were able to prevent this from happening, but when constant calamities overtook them the river was allowed to flow away from the city. This naturally led to its abandonment.

The city of Zahidan then became the capital of the province about the close of the tenth century after Christ. It continued in prosperity up to the time of Timur, *i.e.* about the year 1383 A. D. Timur destroyed this city amidst circumstances to be described below. The city thereafter continued to lose its prosperity and Kala-i-Fath became the capital of Seistan about the fifteenth century. The city of Kala-i-Fath retained its importance for about 230 years, but the changes in the course of the Helmand River led to its abandonment also about the year 1710, and the capital was removed to the town of Kundarak in the northern delta of the Helmand. This capital city of

Kundarak had also ultimately to be abandoned owing to the same cause. The succeeding capitals were only small towns, *viz.*, Allahabad and the present capital Nasirabad.

### *Ancient History.*

The history of Seistan commences from very ancient times. The great monarch Jamshid had, after his defeat and fall, taken refuge in it, and became the founder of a well-known line of princes. The earlier and the most powerful of these was Kersaspa, whose exploits are narrated even in the Avesta, and preserved more fully in the chronicle called Kersasp-nameh. This great family of Champion Princes flourished down to the days of Bahman, the Kaianian monarch who extirpated it to avenge the death of his father Asfandiar at the hands of the famous hero Rustam of this family.

During his great campaigns in the east, Cyrus the Great, the founder of the Achaemenian Dynasty, had come in touch with the land whose people lent him an able support. In the days of Darius Hystaspes it was known as Zaranka, the Greek "Drangiana". As noted above, Scythian tribes had entered the land and settled in it about 200 years before Christ; but it appears that with the spread of the Arsacide dominion over this region, a branch of the great Arsacide family ruled over it during their dominion in the east. When the Arsacide were overthrown by Artaxerxes the Sassanide in the year 228 A.D. the country began to be ruled by satraps who perhaps were local princes. With the fall of the Sassanides in the year 642 A.D. the

Arabs entered the country and bands of their soldiers settled in it and thus introduced a further foreign element in its population. During the whole post-Sassanian period the country was subdued from time to time by foreign invaders like Chingiz Khan, Timurlane and Nadirshah; however the country mainly continued to be governed by a most ancient family of princes, who traced their descent from the great Kaiani rulers of old Iran through the great House of the Sassanides. According to the traditional history of Seistan the origin of this family is traced back to a Sassanian prince named Kaikhusrau who is said to have settled in it about the close of the eighth century A.D.

### *Seistan's Later Celebrities.*

In its later history also, Seistan produced some celebrated men like Yakub-ibn-Leith, the great founder of the short lived Saffaride dynasty. He was descended from the Kaiani family, and therefore had the blood of the royal house of Sassan in his veins. This he does not seem to have forgotten because he collected the Mobeds in Istakhr, near Persepolis, and had the history of his ancestors compiled by them. They appear to have brought it down to the end of Yazdigird's reign. This history was originally compiled by the learned Daneshwar, during the reign of Yazdigird Sheriar. He wrote this great historical work in the Pahlavi language and called it the Bastan-nameh. He had left it unfinished at the sovereignty of Chosroe Parviz. Yakub Leith got this important work translated into Persian, through the older Arabic version of Daneshwar's work, at the hands of Abu-Mansur-

Abdur-Razzak in or about the year 870 A.D. to help in the work of the learned Mobeds.

Since Yakub's time Seistan had produced a number of brave princes and notwithstanding the destruction wrought in Seistan by Chingiz Khan's followers after 1222 A.D. they were strong enough to offer great resistance to Timurlane when he invaded the country.

Much later on howewer the country had passed under the rule of the Afghans at several times. The secluded and protected condition of the land rendered it a place of refuge for persecuted Iranians ever since the Arab conquest. In quite recent times the noble but unfortunate Zend family of Persia, after its fall in 1795 A.D., had sought refuge with the Baluch tribes of the Kerman province. The Kajars however continued their persecution of this family and its adherents, so with a large number of these tribes, the remaining members of this family took shelter in Seistan; and there they were safe from Kajar persecution as Seistan was then under the protection of the Afghan Kingdom.

It may be said in this connection that this famous Zend family professed that it got its name because Zarathushtra had entrusted the safe keeping of the Zend Avesta with their clan, and therefore they were naturally very sympathetic with the Zoroastrian population. Hence the Zoroastrians threw in their lot with the Zend cause when the troubles of the family commenced. The calamities of the Zend family became the calamities of the Zoroastrians and

**although their population at that time was over a million souls, it was extirpated as ruthlessly as all the Zend partisans were, and it was reduced to its present number of about 15,000 only.**

**The western part of the country passed into the hands of the Persians in the year 1866, and has remained so till the present time. A few members of the old Kaiani family are still to be found in Seistan.**

*Zoroastrian Remains.*

From Duzdab there is a motor road to Nasirabad, the capital of Persian Seistan. The whole land is full of ruins. Several traditional anecdotes concerning Rustam and his family and his famous war-horse 'Raksh' refer to the older places in Seistan. There still exist ruins called 'Gersaspa' and 'Kala-i-Sam', and numerous other places still retain ancient names and connections, which fact clearly indicates the continuance of the Zoroastrian religion in Seistan, much after the Arabs conquered it. During the earlier period of the conquest the people of the ancient faith do not seem to have been much molested, but the fanatical rulers of later times destroyed the faith and its vestiges.

*Old Dakhmas.*

There are still remains of Dakhmas or Towers of Silence. Some of these Dakhmas were in actual use till a few centuries ago, which indicates that the Zoroastrian religion continued to be practised in these regions up to a very late period.

Midway in the road from Duzdab to Nasirabad after travelling about 75 miles of mountainous country

and sandy deserts, we reach the Fort of Hauzdar, which is known as Kala-i-Rustam. To the south of the Fort there is a hillock some 15 to 20 feet high and about 300 feet in diameter, on the top of which there is a ruin of a Dakhma. The modern Seistanis call these remains of Dakhmas, '*Akhur-i-Asp-i-Rustam*,' that is, 'the stable of Rustam's charger'. The Persian word *Akhur* means a stable or a manger, and it is used in this connection because the modern Seistanis believe that the Dakhmas were constructed to be used as Akhurs for Rustam's great charger 'Raksh'. This noble steed was reputed to be so huge that it needed a stable of ample proportions.

An apparent explanation for the use of the word Akhur in this connection is that in Seistan as well as in Khorasan, mangers about 2 feet in diameter are constructed close to walls, and are filled with fodder for the use of the cattle, and as the circular walls of the Dakhmas resemble these mangers or Akhurs in shape, and as these Dakhmas had remained out of use for a long time and had been consequently forgotten, the Seistanis confounded them with Akhurs.

But whatever the explanation may be, whenever the Seistanis distinguish a ruin by the name of '*Akhur-i-Asp-i-Rustam*' we must take that to mean a Dakhma.

Another such Dakhma is to be found near the village called Kimmak which is about 4 miles from the old ruins of Ram Shahristan, which are about 10 miles from Nasirabad the present capital of Seistan.

Mr. G. P. Tate of the Survey Department of

India, whose work I have often consulted to supplement my own observations, says:

"One such ruin of a Dakhma was broken into and explored by the villagers, and out of the debris a much decayed bone was found, which was pronounced to be a finger bone of a human being, thus the origin of these ruins was established beyond doubt".

## *An Old Atesh-Kadah.*

About a mile and a half to the west of the village of Kimmak which is about 10 miles from Nasirabad there are some remains of an ancient building, which the Seistanis point out as having been an Atesh-Kadah or fire-temple. At present there stands only a large hall which appears to have once had a dome over it. There is nothing to show that these ruins named Atesh-Kadah are actually those of a fire-temple, and it is only from the local traditions, that we can say so.

Istakhri notes that there was a fire-temple at Karkuyieh, an ancient city of Seistan. This Karkuyieh evidently resembles Kirku Shah, which is situated in the district of Main Kangi.

As observed above, from the condition of the Dakhma remains we can infer that they were in use until comparatively recent times and hence the Zoroastrian population in Seistan must have persisted during all this while.

In Duzdab I met a gentleman, who told me that in his infancy his father had pointed out some shops as having been formerly occupied by Zoroastrians, in even Kilat, the capital of Baluchistan. His father

died about thirty years ago at the ripe old age of 90, thus showing that probably until about 150 years ago there were some Zoroastrians in Baluchistan also. It is however not impossible that these Zoroastrians in Baluchistan were the supporters of the Zend family, who had taken refuge with the Baluch tribes, as stated above.

*Other ruins of Seistan.*

*Zahidan.*

About 12 miles to the south-east of Nasirabad, are situated the famous ruins of Zahidan, which was originally an extensive city and now possesses some imposing remains. Its prosperity had continued up to the year 1383 A.D. The ruling prince in Seistan of this time belonged to the ancient Kaiani dynasty, and as his enemies were pressing hard upon him he was compelled to seek the aid of Timur. Latterly, however, the enemies of the prince saw the danger to the country from Timur's ambitions, and therefore they made peace with him and at the same time determined to drive him away from the land. A great struggle took place, during the course of which Timur received two wounds—one on his arm and the other on the back of his foot. This last made him permanently lame and thereafter he was known as Timur-lang which means Timur the Lame. Timur however was successful in the end, and avenged himself on the Seistanis by destroying their famous city of Zahidan in the year 1383 A.D.

We see that its north and south walls have almost disappeared but the walls on the east and west are

in a better state of preservation. The city had originally four gates. Of these the Eastern gate, the "Darwaza-i-Bakhtiari", is the only one now in an upright though ruinous state. From the tower of this gate can be seen the Afghan border. The citadel is entirely in ruins. Inside the walls of this town is a Ziarat. It is a tomb, dedicated to the 44 Pirs of Zahidan, and near by it is a cemetery, which the people of the neighbouring villages use for their dead.

About a quarter of a mile away from the north-west wall of Zahidan there are the ruins of a palace called Kala-i-Timur. The Kala contains a Masjid and a reservoir, which are in parts well preserved. Near the Kala-i-Timur there is a maidan which is about a quarter of a mile square. The present village of Zahidan is on the outskirts.

*Mil-i-Kasimabad.*

The famous ruins of the Mil-i-Kasimabad are some four and a half miles to the north of the ruins of Zahidan. There are numerous other ruins all along this distance. Mil-i-Kasimabad is a minaret, which in its present condition is some 75 feet high but it appears to have been originally some 25 feet higher still. Malik Tajuddin Abdul-Fath was the ruling prince of Seistan about the year 1040 A.D. He was an ally of Sultan Sanjar, the Saljuk monarch, and he therefore went to the help of Sanjar in his campaign against the Kara Khitai. Though he fought bravely he was defeated and taken captive by the enemy. Ultimately, however, he was released from captivity and to express his thanks to the Almighty he erected this well-known Mil-i-Kasimabad.

*Ram Shahristan.*

The famous ancient city of Ram Shahristan was some five miles to the south of the ruins of Zahidan. As we have seen above, this city was the very ancient capital the of province. The Rud-i-Seistan flowed close to it, and the level of its waters had been kept high by a dyke in the Helmand River. The breaking of this dyke lowered the level, and the city therefore gradually decayed for insufficiency of water. The place now is in entire ruins. A few graves and a Baluch Ziarat are to be found at the centre of the mound.

*Koh-i-Khwaja.*

The hill of Koh-i-Khwaja is some 20 miles to the south-west of Nasirabad. Several ruins are found on it. One of them belongs to the ancient city of the Kakhas, which was fortified strongly. On this hill there is the ruined fort called Kala-i-Kuk. The Kakhas must have used considerable energy and skill in raising this fort in such a situation, because there is no source of water supply for the fort, and water must have been carried up to it from the plains below. On the north side is the Shrine of Khwaja Gheltan. From it the lake of the Hamun presents a fine sight. Near the Shrine are many modern graves. Towards the south-west are the ruins of an ancient structure called "Chahil Dukhtaran".

*Kirku Shah.*

The district of Mian-Kangi is some 17 miles to the north-east of Nasirabad. In this district is a mound of an ancient ruin some 30 feet high. A portion of a wall rises 25 feet above this mound. This wall forms part of the plinth of an ancient structure. The walls

of the apartments of this building are made of huge baked bricks most of which are 30'' × 14'' and about 4'' thick, and therefore must belong to a very ancient age. In Mian-Kangi is situated Kirku Shah which evidently resembles Karkuyieh described by Istakhri.

*Medley of Races.*

Seistan has many more ruins, and not a few of them are beyond its borders in the Afghan territory. The high state of ruin of many of these renders it impossible to assign them any definite history. This belongs in some degree to only the ruins of comparatively later times. There is however little doubt that some of the mounds cover the happy cities and the beautiful scene of which we read in the Shah-nameh; but conditions have quite changed and nothing of the glory and beauty of the land is now to be seen in the whole of the place, excepting a certain pleasantness of country and its associations found in a very few places like Nasirabad. The most regrettable feature of the modern land is that the noble and stalwart Aryan race which inhabited it in the earliest times has almost disappeared from it, and quite a different and a mixed race of Sakas, Arabs, Tartars, Afghans, Baluchis and others now eke out an almost miserable existence in the land.

The country however shows signs of revival under the happy regime of its present enlightened ruler Reza Shah Pehlavi. Gradually improving motor roads, the new town of Nasirabad, introduction of electric lights etc. are signs of this revival. May it prosper and again become the happy home of heroes and noble men as it is predicted in the Holy Avesta!

